# ઓલીયા

## ની

# આરસી

દર્શક—અગ્નિકુમાર.

પ્રગટ કર્તા

**કપીલપ્રસાદ મ. દવે**

ગાંધીરોડ—અમદાવાદ

સંવત ૧૯૮૭ સને ૧૯૩૧

આવૃત્તિ પહેલી પ્રત ૫૦૦

મૂલ્ય બાર આના

" શ્રી સારદાવિજય પ્રિન્ટીંગ પ્રેસ " (બાલાહનુમાન પાસે)ના માલિક હરગોવિંદાસ ન. ભાવસારે છાપ્યું અને કપીલપ્રસાદ. મ. દવે એ ગાંધીરોડ—અમદાવાદમાં પ્રગટ કર્યું.

આ પુસ્તક મળવાનાં સ્થાન.

શ્રી કપીલપ્રસાદ મ. દવે
ગાંધીરોડ—અમદાવાદ

૨ શ્રી ભાટીયા યુવક સ્ટોલ
૨૫-૨૭ મીન્ટરોડ—મુંબાઇ

૩ શ્રી મધુપ્રસાદ. અં. સંઘવી
ઓપ્રીસ ખડકી-ભરૂચ

૪ શ્રી મધુભાઇ દેસાઇ
સેક્રેટરી-ટયુટોરીઅલ ફેલોશીપ-ટંકશાળ—અમદાવાદ

# ઈષ્ટ–પ્રિય
# નું
# સંક્ષિપ્ત જીવન.

આ લઘુ પુસ્તક જનસમાજ આગળ અત્યારે રજૂ થાય છે. તેના પ્રાણુદાતા પ્રેરક **અને** પ્રોત્સાહક, સદ્‌ગત સુરેન્દ્ર જેમને **આ** ગ્રંથ **અર્પણ કરવામાં આવ્યો છે**, તેમના થોડાજ કાળના પણ સર્વ રીતે ઈષ્ટ–પ્રિય લાગતા સંક્ષિપ્ત જીવનની રૂપરેખા **આપવા**, તેમની **સાથે** ચંદ્રાપીડને વૈશંપાયન જેવી **મિત્રતા** ધરાવનાર આ લેખકનો અલ્પ પ્રયાસ છે.

તેમનો જન્મ સં. ૧૯૦૪ માં જૂનાગઢમાં થયો હતો. પિતાશ્રી મોતીલાલ અમદાવાદમાં વકીલાત માટે રહેતા હોવાથી ઘણો ખરો અભ્યાસ તેમણે અમદાવાદમાં જ કર્યો હતો. ટ્યૂટોરીઅલ હાઈસ્કૂલના મહેનતુ વિદ્વાન અને વિદ્યાર્થીપ્રેમી અધ્યાપક **શ્રીયુત વિનાયકરાવ ત્રીવેદીએ** આ રત્નની ઝવેરી માફક પારખ કરી શિષ્ય–મિત્ર તુલ્ય વાત્સલ્ય બતાવેલું હતું.

આ લેખકને "**બાબુભાઈ**" ઉર્ફે સુરેન્દ્રરાય જોડે ઓળખાણ અને મિત્રતા સને **૧૯૧૯** થી થઈ. તેમની સહાયથી અને પ્રેરણાથી "મેટ્રીક" પરિક્ષા પાસ કર્યા બાદ 'કલમ' હસ્તમાં લેવાનો માર્ગ પણ સૂઝયો.

વિદ્યાર્થી તરીકે તેઓ **આદર્શનીય** હતા. મેટ્રીકમાં આખા કાઠીયાવાડના વિદ્યાર્થીઓમાં પહેલે પદે આવી, તેમજ ટ્યૂટોરીઅલ હાઈસ્કૂલમાં પણ પહેલી પંક્તિમાં આવી ગુજરાત કોલેજમાં પણ પ્રિવીયસ, ઈન્ટર અને બી. એ માં પ્રથમ વર્ગ જાળવી રાખી, "હેબર્ટ લેટ્રસ", "લલુભાઈ શામળદાસ" અને "કોલેજ સ્કોલરશીપ" મેળવી, **બુદ્ધિ તેજ** બતાવી આપ્યું હતું. તેમનાં માતુશ્રી **હીરાબેનના** મંદવાડની માવજત નિમીત્ત પોતાની પસંદગીની દાક્તરી કેળવણી (પણ પહેલું વર્ષ માનબર પસાર કર્યા છતાં) મુકી દઈ એનમૂન **આત્મભોગ** બતાવ્યો હતો.

ગુજરાત કોલેજમાંથી બી. એ. પરિક્ષા પ્રથમ વર્ગમાં પસાર કર્યા બાદ તેમને મળતી "ફેલો" ની જગ્યા, પોતાના પસંદગીના કાયદાના અભ્યાસ માટે જતી કરી તેમણે **વિદ્યાપ્રેમ** અને **હૃદયને વફાદારી** દર્શાવી હતી.

પોતાના અભ્યાસ દરમ્યાન તેમનાથી ઘણા વિદ્યાર્થીઓ ઉપર **તન મન ને ધનની મદદથી** થએલા ઉપકારને લીધે તેમજ તેમના સેવાપ્રેમી મળતાવડા અને હસમુખા સ્વભાવને લીધે તેમનુ મિત્રમંડળ ઘણુ જ બહોળું થયું હતું. ગુજરાત કોલેજમાં "કોઓપરેટીવ સોસાયટી" સ્થાપવામાં તેમની ધગશ અને સહાય તેમના અધ્યાપકો પ્રો. વિશ્વમિત્ર દીવેટીયા, પ્રો. કોમીસરીયેટ, પ્રો. મોદી વિગેરેથી આજીવન ભૂલાય તેવી નથી.

મિત્ર તરીકે તેમની રહેણી કરણી **અવર્ણનીય** હતી. તેમનો પ્રત્યક્ષ અને પરોક્ષ પરિચય તો જે મિત્રોને મળ્યો છે તે કદાપિ ભૂલી શકશેજ નહિ.

મુંબાઈમાં કાયદાના અભ્યાસ માટે તેઓ રહેતા ત્યારે અસ્વસ્થ પ્રકૃતિ હોવા છતાં, નિયમિત પોતાનું જીવન ધ્યેય સાધવા પ્રયાસ કરતા; પણ ઇશ્વરે તેમને ઝળકતી કારકીર્દી અર્પવા હવાફેર કરવા નિમિત્ત તેમના મિત્ર રા. મોતીલાલ પટેલ સાથે દિલ્હી મોકલ્યા. જ્યાં ઇમ્પીરીયલ સેક્રેટરીયેટ "કોંપીટીશન" પરિક્ષા પસારકરી, તેઓ "એજ્યુકેશન, હેલ્થ એન્ડ લેંડઝ" ખાતામાં નોકરી મળતાં સીમલે ગયા. સને ૧૯૨૬ થી સને ૧૯૩૦ સુધી તેમણે પોતાના ખાતામાં નોકરી કરી **સ્વાશ્રયથી** ધીરે ધીરે ઉચે દરજ્જે ચઢવા માંડયું, અને ઉપરીઓ મી. બાજપાઇ, મી. હ્યુમેંક, મી. લીંકન, મી. કલેટન વિગેરેનો ઉત્તમ મત અને પ્રેમ જીતી લીધાં. સને ૧૯૨૯ ના ઓકટોબરમાં તેમને "હજ કમીટી" માં મંત્રી તરીકે ખાસ પસંદગીથી જગ્યા મળી, અને તેમના પુરોગામીની ખોટ, તેમણે પોતાના અવિશ્રાંત કાર્ય અને બુધ્ધિબળથી, જરાક પણ જણાવા દીધી નહિ. હજ કમિટીના રીપોર્ટ માં ૧૮૩ મે પાને આ યુવાનના ભલભલા અનુભવીઓને પણ પાછળ પાડે, તેવા કામની નોંધ છે.

પરંતુ વિધીનાં વિધાન અને નશીબનાં નખરાં જે અનેરાં છે, અને જે ઉચી કક્ષાએથી નીચે પટકે છે, તે આ સ્વાશ્રયથી આગળ વધતા યુવક ને પોતાના પ્રભાવ દર્શાવવા તૈયાર થયાં. પુનામાં અવિશ્રાંત કરેલી ફરજ રૂપી મહેનતે તેમના મૂળથી જ ક્ષયના પાસાવાળી કાયાને કથળાવી અને તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૦ થી તેમની 'શરીરની ચકી' જબર બગડી. યમદેવનાં પંજાની પાંચ આંગળીની છાપ તેમણે બીજી જાન્યુઆરી ૧૯૩૦ ના રોજ છેલ્લી અમદાવાદમાં લીધેલી મુલાકાત વખતે ચહેરા ઉપર સ્પષ્ટ દેખાઇ આવતી હતી. નિરાશા શબ્દમાં પણ આશાં સમાએલી છે, તો આ વ્યક્તિને ઈશ્વર સમીપ જતી અટકાવવા ત્યારથી (જાન્યુઆરી ૧૯૩૦),

ઓગસ્ટ માસ સુધી, તેમના સગાવહાલાંએ તન મન ધનથી મહેનત કરી. દિલ્હી,સીમલા, બીકાનેર જેવા સ્થળો બદલ્યાં, ડૉ. કેદારનાથ, બીકાનેર રાજ્ય ના રાજ્ય વૈદ અને ડૉ. નાણાવટી જેવા કાબેલ વૈદ્યોની સારવાર છતાં, તે પુણ્યાત્માએ "**તુટી તેની બુટી નહિ**" માફક તા. ૨૩-૮-૩૦ ના રોજ બીકાનેર મુકામે "**वासांसि जीर्णानि**" એ ગીતાના શ્લોક બોલતાં ૐ કારના નાદના રટણ સહીત ૨૬ વર્ષની યૂવાન વયે અકાળે દેહત્યાગ કરી દીધો!!!

પોત પોતાના સ્વાર્થના સબંધને લીધે તેમનાં સગાં સબંધી દુઃખી થાય એ સ્વાભાવિક છે. વૃદ્ધ વયે તેમના પિતાશ્રી **રા. મોતીલાલને** આશા-આપતા પુત્રનું અવસાન હૃદય તોડનાર નીવડે, તેમને માટે પાણીની માફક પૈસા ખરચનાર તેમના સસરા **રા. બા. દિલસુખરાયભાઈ** પણ કર્મની કઠણાઈ આગળ પોતાના હાથ પાછા પડવાથી દુઃખી થાય. સીમલે જઈ તેમની સેવા કરનાર તેમના ન્હાનાભાઈ મી. **લક્ષ્મિરાય ઘોડા** અને આ લેખકને પણ તેમના મરણથી લાગે. તેમના બહોળા મિત્ર મંડળને ખાસ કરીને "મીસન રેરી" વાળા **મી. મોતીલાલ પટેલને** વિયોગ દુઃખ સાલે; પરંતુ ચાર વરસ સુધી તેમના જેવા સાથે આદર્શ પતિ સાથે દંપતિ સુખ મેળવનાર અને એક આદર્શ પત્નિ માફક તેમની મરણ સુધી સેવા કરનાર સ્નેહ લગ્નની વિધવા **રમાવતીને** તો આ કારમો વિયોગ અસહ્યને હૃદય મુંઝવનાર કુદરતના ગેબી મારતુલ્યજ થઈ પડે, ભવિષ્યમાં આશ્વાસન રૂપ થતા તેમના પુત્ર **ચિ. જગદીશ** અને પુત્રી **ચિ. સરોજીનો** ભૂતકાળ ભૂલાવી શકે નહિ. તેમ વર્તમાનકાળ વેઠવા મનોબળ પણ ભાગ્યે આપે.

અંતમાં તે સાધ્વીને **કલાપિની** એ પંકિતની યાદ આપી, આ કરૂણા જનક ઇતિહાસ, હૃદયના ઉંડાણની "આહ" સાથે, અને ઇષ્ટદેવ **મરનાર ના આત્માને ચિરંજીવી શાંતિ અર્પો એ પ્રાર્થના** સહીત બંધ કરૂં છું.

"માણેલાંનુ મનન કરવું, એય પણ એક લ્હાણું;
વ્હાલીઓમાં. સહન કરવું એય પણ એક લ્હાણું"

લી૦ આદ્રવન પૂજક
**બળવંત ગૌ. સંઘવી**
(અગ્નિકુમાર)

# આમુખ

---

કોલેજના દિવસોમાં સ્વભાવિકરીતે યુવાન હૃદય પ્રફુલ્લ બને છે. તેનામાં ઉંચા આદર્શો–ભાવનાઓ પેદા થાય છે. તે ભાવનાઓનો ઉભરો ઘણામાં આવે છે તેવોજ સમાઇ જાય છે. કેટલાકમાં તેના પડઘા પડયા રહે છે. કેટલાક તે ભાવનાઓને સ્થૂલ શબ્દોમાં મૂકે છે. કેટલાકને શબ્દો મળે છે પણ તે જોઇએ તેવા સચોટ અને લાગણીઓથી ભરેલા હોતા નથી. કેટલાક પછી તેથી કંટાળી એ ભાવનાઓને નિર્મળ વહેળાનું રૂપ આપવાને બદલે સુકાઇ જવા દે છે. કેટલાક તેને ગમે તેવા સંજોગોમાં, ગમે તેવા કોતરોમાં થઇ પસાર થવું પડે છતાંય ચાલુ રાખવા સતત પ્રયાસ કરે છે. સામાન્ય જનતા તેમાં જતાં બીને છે, ઉચ્ચ વર્ગ કદાચ તેની અવગણના કરે છે; છતાંય તે આગળ વધે જાય છે અને સમુદ્રને મળવાની એકલવાઇ સફર ન કરી શકાય તેમ હોય તો બીજા મહાનદ સાથે મળી જાય છે, એકરૂપ થઇ અંતિમધ્યેયે પહોંચે છે અને આ કક્ષામાં ઓલીયાની આરસી આવે છે.

લેખક ઉગતા છે. યુવાનીનાં, ગધ્ધાપચીશીનાં સ્વપ્નાં જેવાં દીઠાં તેવાં તેમણે આપ્યાં છે. માસિકોનો ફાળો આપણા સાહિત્યમાં જેવો તેવો નથી. તે માસિકો, પ્રથમ ઉતાવળીયું ક્ષણવાર જીવન ગુજારી મરી જાય, તેનું સાહિત્ય આપણને આપતું એમ કહેવું તેનો અન્યાય કર્યો કહેવાય. જે માસિકો મોટેરાઓને તંત્રીપદે ચાલે છે ત્યાં એમ બનતું નથી. પણ કેટલીક વખત મોટેરાઓનાં ચસ્માં પોતાના ઠરેલ હઠાગ્રહથી જ રંગાએલાં હોય છે; અને ઉગતા લેખકને નિરાશાના વાદળમાં ઘેરી મૂકે છે. પરિણામે ક્ષણભંગુર અઠવાડિકોમાં તેમને પોતાના વિચારો ઠાલવવા પડે છે અને જોઇએ તેટલું ગંભીર સ્વરૂપ, શિષ્ટ સ્વરૂપ ભાષાને તેમજ વિચારને મળતું નથી. એ જુની ઘરેડમાં થી હવે તંત્રીઓએ નિકળવું જોઇએ છે. રા. સંઘવીએ ઘણું ખરૂં માસિકોમાં કે અઠવાડિકોમાં લખેલું છે. તેમના પ્રયત્નો તેમની ઉંમરના પ્રમાણમાં કાઢી નાખવા જેવા નથી. લેખો કેટલાક મૌલિક છે, કેટલાક અનુવાદ કરેલા છે. લેખકનું ખરૂં માપ તેમના મૌલિક ઉપરથી નિકળી શકે. તેમની વાર્તાઓનાં દ્વિરેફ, ધૂમકેતુની કલા ન મળે પણ લેખકની પોતાની ઉગતી અને ઘડાતી ભાવના તો મળેજ. તેમના નિબંધોમાં તેમના પોતાના વિચારો,

છે. કદાચ વાંચક તે વિચારો સાથે મળતો ન થાય. પણ લેખકે પોતાના વિચારો સ્પષ્ટ અને ચોખ્ખી ભાષામાં સચોટ રીતે મૂકવા પ્રયત્ન કર્યો છે. તેમના હાસ્ય પ્રસંગોમાં મસ્તફકીર અને જાગીરદારની અસર છે. છતાંય લેખકનું વ્યકિતત્વ સ્પષ્ટ જુદુ પડે છે વાંચકે ભુલવું ન જોઈએ કે આ વાનગી ઉગતા લેખકની છે લેખનું આ પ્રથમ પુસ્તક છે, પ્રથમ પ્રયાસ છે, અને આમાં રહેલી ત્રુટીઓ હવે પછી ધીમે ધીમે દુર થશે એમ સ્પષ્ટ જણાવ છે. સંગ્રહમાં લેખકનું ઉડતું, ભાવનાશાલી હૃદય છે, અને હજુ સ્થાયી સ્વરૂપ તેણે મેળવ્યું નથી કારણ કે આ પ્રથમજ પગથીયું છે. ભવિષ્યમાં તે ફાલે તેવી આશા દેખાય છે.

લેખક પોતે રમુજી છે. અને કાંઇ નહિ તો રમૂજ આપણને તે આપે છે. એ **ઓળીયો આરસી** ધરે છે, અને તેમાં મનુષ્યનાં જૂદાં જૂદાં સ્વરૂપો આપણે જોઇએ છીએ ને હસીએ છીએ, ગંભિર વિચારો કરીએ છીએ, તિરસ્કારીએ છીએ, અને એમાંજ લેખકની થોડી ઘણી સફળતા છે.

**નર્મદાશંકર દામોદર શુકલ.**

---

# વાંચક વર્ગને.

આ લઘુ પુસ્તકનો દર્શક લેખક હોવાનો દાવો કરતો નથી પરંતુ તે સાહિત્ય સેવકજ છે.

સને ૧૯૨૨ અને ૩૧ સુધીમાં જુદાં જુદાં પત્રોમાં પ્રગટ થયેલા લેખોનો આ **સરસ્વતીનો પુષ્પહાર** ગુજરાતની વાંચતી પ્રજા સમક્ષ રજૂ કરતાં આનંદ સંતોષ થાય છે.

આ સ્થળે સાહિત્ય ગુરૂઓ સ્વ. ડાહ્યાભાઈ પટેલ, શ્રી. ધનશંકર ત્રિપાઠી અને આ પુસ્તક પ્રગટ કરવામાં સહકાર કરનાર સ્વ. સુરેન્દ્ર મો. ઘોડા, શ્રી. નર્મદાશંકર શુક્લ, શ્રી. કપીલપ્રસાદ દવે શ્રી દિનકરરાય પંડયા, અને જુદાં જુદાં પત્રોના (સાહિત્ય વીસમીસદી, નવરોઝ, પ્રજાબન્ધુ, બે ઘડીમોજ, બાળમિત્ર, વિલાસ, ટયૂટોરીયલ હાઇસ્કુલ મેગેઝીન વિગેરે) ચાલકો જેઓ સાહિત્ય સેવામાં માર્ગદર્શક અને ઉત્સાહપ્રેરક થયા છે તેમનો આભાર માનવાની મારી ફરજ છે.

આ પુસ્તક બનતી ત્વરાએ તૈયાર કરવામાં સહાયભૂત થનાર "શ્રી શારદાવિજય પ્રેસ" ના માલીક રા. હરગોવિંદદાસ. ન. ભાવસાર અને "કુમાર પ્રીન્ટરી" વાળા રા. રવિશંકરનો પણ ઉપકાર માનુંછું.

અંતમાં ગુણ ગ્રાહક દૃષ્ટિથી જોવા ગુજરાતી ભાષા વાંચતી જનતાને વિનંતી કરી, ભુલચુક પ્રત્યે ક્ષમા વૃત્તિ ધારણ કરવા વિનંતી કરૂંછું. અજ.

હાટકેશ ચતુર્દશી
વિ. સં. ૧૯૮૭
તા. ૧-૪-૩૧
**અમદાવાદ.**

લી.
**સાહિત્ય સેવક**
**અગ્નિકુમાર**
(બળવંત ગૌ. સંઘવી.-)

# અનુક્રમણિકા.



---

" મુદ્રારાક્ષસની કેટલીક ભૂલો પણ હોય, તે વાંચકવર્ગને સુધારી વાંચવા વિનંતી છે. તેમાંની મુખ્ય સુધારવા નીચે મુજબ શુદ્ધિ પત્ર છે.

# શુદ્ધિપત્ર.

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ લું | ૧૩ | તે | તો |
| ,, | ૨૦ | અમલનેર | અમલમેર |
| ૪ થું | ૨ | રાજીખીશાથી | રાજીખુશીથી |
| ,, | ૪ | રા | રે |
| ૭ મું | ૧૪ | બેડ | બૅટ |
| ૯ મું | ૧૨ | મુરખાં | મુરબ્બી |
| ,, | ૧૩ | અતિમ | અંતિમ |
| ૧૦ મું | ૧૦ | ઓળખાતાઓ | ઓળખીતાઓ |
| ૧૨ મું | ૧૧ | બોલના | બોલતા |
| ,, | ૧૬ | શખેવાની | રાખવાની |
| ૧૩ મું | ૬ | આંતમક્રીય | અંતિમક્રીયા |
| ૧૮ | ૪ | માણુસ | માસ |
| ,, | ૩ | પ્રજાગવાં | પ્રજાગવા |
| ૧૯ | ૫ | અને | અનેક |
| ૨૦ | ૩૧ | પદર | પંદર |
| ૨૫ | ૨૧ | કટાળી | કંટાળી |
| ૨૫ | ૨૪ | ૩હિતા | દુહીતા |
| ૨૮ | ૨૨ | પેતાપોતાના | પોતપોતાના |
| ૨૯ | ૨૭ | પિધુર | વિધુર |
| ૩૧ | ૬ | કુલાંગર | કુલાંગાર |
| ૩૩ | ૩૧ | એકનો એકનો | એકનો એક |
| ૩૪ | ૨૭ | તુકોદ્યો | મુકોદ્યા |
| ૩૭ | ૧૭ | અચ્યા | અચ્ચા |
| ,, | ૨૪ | આવતું | આવેલું |
| ૪૦ | ૨ | મોન | મૌન |

| | | | |
|---|---|---|---|
| ૪૨ | ૧૬ | બદીવાન | બંદીવાન |
| ૪૪ | ૭ | ખોલ્રીઆને | ખોળીઆને |
| ૪૭ | ૬ | આપઘત | આપઘાત |
| ૪૯ | ૧૬ | કટાક્ષ | કટાક્ષનો |
| ૫૧ | ૨૦ | પતિને | પતિની |
| ,, | ૨૨ | રોયા નહિ | રોયા વિના નહિ |
| ,, | ૨૭ | અહોર્નિશ | અહોનિશ |
| ૫૨ | ૬ | જડામુળ | જડમુળ |
| ૫૩ | ૨૧ | હ્રદયા | હ્રદયી |
| ૫૬ | ૨૫ | અન | અને |
| ૫૮ | મથાળું | નિબંધ વિભાગ વિષે | નિબંધ વિભાગ |
| ૬૧ | ૩૧ | પુણ્યદાન | પુણ્યવાન |
| ૬૩ | ૨ | વિદ્યાર્થીઓનાં | વિદ્યાર્થીનીઓનાં |
| ૬૩-૬૫-૭૫ | પાના ઉપર | ઓાલીઆની | ઓાલીયાની |
| ૬૪ | ૨૫ | કમનાય | કમનીય |
| ૬૬ | ૩ | ૧૯૧૫ | ૧૯૨૫ |
| ,, | ૨૧ | દિદ્યા | વિદ્યા |
| ૬૭ | ૬ | વ્યાજન | વ્યાજના |
| ૬૯ | ૧ | ગર્ગ | ગર્વ |
| ૭૧ | ૨ | મણ | પણ |
| ,, | ૨૧ | થવારી | થવાથી |
| ,, | ૧૭ | મજુર | મંજુર |
| ૭૨ | ૧૬ | સ્વતંત્રય | સ્વાતંત્ર્ય |
| ૭૪ | ૨૨ | સાહિત્સેવા | સાહિત્ય સેવા |
| ૭૬ | ૧૫ | ઇશ્વર | ઇશ્વર |
| ૭૭ | ૨૫ | નિરિશાવાદ | નિરાશાવાદ |
| ૮૩ | ૮ | ગણાતા | ગણતા |
| ,, | ૧૩ | વાણી | પાણી |
| ૮૪ | ૨૨ | સરકારના | સરકાર |
| ૮૫ | ૨૦ | હારી | મ્હારી |
| ૮૬ | ૧૬ | બુધવારને | બુધવારનો |

| | | | |
|---|---|---|---|
| ९२ | २७ | हिनगीरी | दीलगीरी |
| ९७ | १६ | જાદા | જુદા |
| १०१ | २४ | જેની | જેવી |
| १०२ | १९ | નાટકથાં | નાટકમાં |
| १०३ | १३ | હોથી | હોવાથી |
| १०५ | ६ | અગત | અંગત |
| १०६ | १० | **इतो** | **इति** |
| १०८ | २३ | ફાઇનર્લ | ફાઇનલ |
| १०९ | १८ | વ્યવ | વ્યય |
| ११२ | १ | વક્ર તુંડ | વક્રતુંડ |
| ११३ | १९ | અંક | અંકે |
| ११६ | ७ | બાથોલોજી | બાયોલોજી |
| ११७ | १२ | પસયિન | પર્શીયન |
| ११८ | १४ | **क्षतव्यो** | **क्षंतव्यो** |

---

# ઓલીયાની આરસી

## વાર્તા વિભાગ

### વાર્તાનો રસીઓ રાજા

ફતેહપુરમાં વાઘજી નામનો રાજા રાજ્ય કરતો હતો. વાઘજી દરબારની રૈયત સર્વ વાતે સુખી હતી, પરંતુ રાજાને એક વાતનો ચડસ હતો. દરબારી ડાયરો જામ્યો હોય, કુસુંબા પાણી અને શેરડીના દુંગાપાણી ઉડતા હોય તે વખતે દરબારમાં " એક હતો——" કરીને જ્યારે વાર્તા છેડે ત્યારે આપણા વાઘજી બાપુ સુખના શિખરે મ્હાલતા હોય અને જીવનનો રસકસજ વાર્તા વાર્તા અને વાર્તાજ હોય એમ માનતા હતા.

આખરે " ગુલબંકાવલી " " હોથલ પદમણી " " સુડા બ્હોંતેરી " " સિંહાસન બત્રીસી " ઇત્યાદિ ટુંકી ટુંકી વાર્તાઓ સાંભળી, આપણા વાઘજી બાપુને સંતોષ થયો નહિ—તેમણે મૂર્ખદત્ત કારભારીને નીચે મુજબ ઢંઢેરો બ્હાર પાડવાનું જણાવ્યું.

" મ્હારી રૈયત કે પર રૈયતનો કોઇપણ વાર્તા કહેનાર બારોટ, ભાટ કે કોઇ પણ માણસ છેડા વગરની એક લાંબી ચાલુ વાર્તા કહેશે તેને મ્હારૂં અડધું રાજ્ય અને મ્હારી કુંવરી ઇનામમાં આપવામાં આપવામાં આવશે, પરંતુ આવા ઇનામ માટે હરીફાઇ કરનારની જો વાર્તા સમાપ્ત થશે તે. તે ઇસમનું માથુ દેડ કને વઢાવી દરબારને દરવાજે ટાંગવામાં આવશે."

* * * * *

ઢંઢેરો આખા ગામમાં જાણીતો થયો અને ગામના લોકો મારફતે વાઘજી દરબારની આ લલચાવનારી માગણી દેશ પ્રદેશ પ્રસરી ગઇ. ફતેહપુરમાં વાર્તા કહેનારાનાં ટોળે ટોળાં ઉભરાવા લાગ્યાં.

પહેલે દિવસે ડાયરામાં એક બારોટે વાર્તા શરૂ કરી કે " બાપુને કહું કે અમલનેરમાં ઓઘડદાસ કરીને——" તેની વાર્તા ત્રણ દિવસ ચાલી, પરંતુ તે પુરી થતાં કરારનો ભંગ થવાથી તેનું ડોકું દરવાજાની દેવડીએ

વાઘરીએ ઉશાડી દીધું અને કમાન ઉપર ટાંગ્યું—લોકોમાં હાહાકાર ફેલાયો, પણ લાલચે સાહસ ઉપર વિજય મેળવ્યો.

બીજા વાર્તા કહેનારે બીડું ઝડપ્યું પરંતુ નવ દિવસમાં તો તે હતો નહતો થઈ ગયો. ત્રીજો ઉમેદવાર તેર, ચોથો ચાળીસ પાંચમો સાઠ દિવસ આયુષ્યના સટ્ટો કરી આ ફાની દુનીઆનો ત્યાગ કરી ગયા !!!

આવી રીતે દરવાજા ઉપર દોઢસો ડોકાંનું તોરણ લટકયું તોપણ આશાના પાશમાં બંધાયેલા વાર્તા કહેનારાઓ ઉમેદવારી કરતાં ભય પામ્યા નહિ તેમ વાર્તા કહીને પુરી થતાં મરણને આધીન થતાં અટકયા નહિ. વાઘજી દરબારનું નામ તેના ઢંઢેરા અને તેને લીધે થયેલાં મરણોથી દેશમાં ત્રાસ વર્તી ગયો.

* * * * *

આજે જનમ ખંભાલીયાથી ચતુર ચારણ અંત ન આવે એવી વાર્તા કહેનાર છે એવી ખબર ફતેહપુરમાં એક ખુણેથી બીજે ખુણે ફેલાઈ ગઈ. ગામની વસ્તીએ, નાહક યુવાન વયમાં "શા માટે જીંદગી ફેંકી દે છે" તેમ કહી આજીજી, ધમકી, સમજુતીથી તેને નકકી મોત જ થાય તેવા સાહસથી, હઠાવવા પ્રયાસ કર્યો, પરંતુ ચતુર ચારણે "સુરજ પશ્ચિમમાં ઉગે, ધરતી રસાતાળ થાય પરંતુ ચારણના પુત્ર પોતાના નિશ્ચયથી હઠી જઈ માની કુખ લજવે નહિ," એમ જણાવી પોતાનો મક્કમ ઠરાવ જણાવી દીધો,

* * * * *

દરબાર ભરાયો છે. એક ઉંચા આસન ઉપર વાઘજી બાપુ બિરાજ્યા છે. બે હારોમાં દરબારીઓ શહેરીઓ વિગેરે બિરાજ્યા છે. સભામાં કસુંબા—હુકો પાણી વહેંચાયા બાદ દિવાના કારભારી મૂર્ખદત્તે ઢંઢેરો ચતુર ચારણને શરતો સાથે વાંચી સંભળાવ્યો, લોકો ભય અને દયાથી ચારણને નિરખી રહ્યા અને તેની યુવાન વય અને કાંતિમાન સીના જોઈ કેટલાક દયાળુ અંતઃકરણવાળાની આંખમાં આંસુ પણ આવી ગયાં.

* * * * *

ચતુર વીરાસને બાંય ઉપર બેઠો અને ખુંખાર્યો અને વાર્તા શરૂ કરી "બાપુ અને ભાઈઓને કહું કે અસલના વારામાં સોરઠ દેશમાં વલભીપુર નામનું શહેર હતું, ત્યાં ટપુશેઠ નામના પરોપકારી કરોડપતિ વણીક શેઠ રહેતા હતા, દેશમાં દુકાળ પડે તે વખતે ગરીબ લોકોમાં બાજરો વહેંચી આશીર્વાદ મેળવાય માટે તેમણે શહેરમાં દશ હજાર ચોરસ ક્ષેત્રફળની એક મોટી વખાર બંધાવી ચાળીશ પચાસ વર્ષે પણ ધાન સારૂં રહે અને સડી ન જાય માટે ઉંડા કુવાઓ વખારમાં ખોદાવી તેમાં ગામ પરગામથી કરોડો મણ

બાજરો ખરીદી મંગાવી ભર્યો, પછી તે વખારને ચુને છોવરાવી ઈંટોના બોલ્લાથી બરાબર બંધ કરાવી આ કામ ચોકકસ કરીને ટપુશેઠે નિરાંતનો દમ ખેંચી પરોપકારના કામો માટે ખતપત્ર વારસો માટે લખી મુકયાં,

* * * * *

પરંતુ આ અગમ બુદ્ધિ વાણીયાની નજર ચુકથી મીસ્ત્રીઓએ ગફલત રાખી; એક કોડીપુર બાકોરૂં તે વખારના બારણા આગળ રહી ગયું હતું. ઇન્સાનનું ધારવું અને ખુદાનું કરવું એ બન્ને જુદાજ હોય છે તે મુજબ એક કીડી આવી અને કુવામાં જઈ એક બાજરીનો દાણો લઇ ગઇ, આ વખતે સંધ્યાકાળનો વખત થયો હતો અને દરબાર બરખાસ્ત થતાં લોકો "હવે વાર્તા કાલ પુરી થઈ જશે અને ચતુર ચારણની જીંદગીમાં આજનોજ દિવસ બાકી રહ્યો છે; હવે આગળ શું કહેવાનો છે; એમ તે કંઈ રાજ્ય અને કુંવરી કંઈ રસ્તામાં પડયાં છે !" વગેરે વિવિધ વિવેચન કરતાં વિખરાઈ ગયા.

બીજે દિવસે નિયમ મુજબ દરબારમાં ચતુર ચારણે પાછી વાર્તા શરૂ કરી—"બીજી એક કીડી આવી બાજરાનો દાણો લઈ ગઈ, ત્યારબાદ ત્રીજી કીડીએ પણ તે પ્રમાણે કર્યું; ચોથી પાંચમી, છઠ્ઠી કીડી—" "વારૂ પણ પછી શું !" વાઘજીએ સવાલ કર્યો, "વળી એક બીજી કીડી આવી અને બાજરીનો દાણો લઈ ગઈ; ત્યાર પછી વળી એક બીજી કીડી આવી અને દાણો લઈ ગઈ", આ પ્રમાણે ચતુર ચારણનું વળી એક બીજી કીડી આવવાનું આખ્યાન સો સવાસો વખત ચાલ્યું ત્યાં સુધી લોકો અને રાજાની ધીરજ રહી, પરંતુ આગળ એજ ચાલ્યા પછી રાજાએ પુછયું ? "ચતુરજી, હં પછી આગળ શું થયું !" આપણા ચતુર ચારણે "વળી એક કીડી—" ચલાવ્યે રાખ્યું, રાજા કહે મ્હારૂ માથુ દુખવા આવ્યું હવે કેટલી કીડીઓ આવવાની છે !" ચારણે જવાબ આપ્યો "બાપુ, કરોડો મણ બાજરો લઈ જવાને જેટલી કીડીઓ જોઇએ તેટલી"—દરબારે કાનમાં આંગળી નાંખી જણાવ્યું "ચતુર તારી વાર્તા બંધ કર, તું ઇનામ જીત્યો તારી વાર્તા મારી સાત પેઢીએ પણ પુરી થશે નહિ" લોકો અને દરબારીઓનાં મ્હોંડાં પણ આનંદ અને સંતોષથી ઝળકી ઉઠયાં.

* * * *

આજે ચતુર ચારણ અને કામસેના કુંવરીનાં લગ્ન હોવાથી વાઘજી બાપુ આનંદમાં છે, ફત્તેહપુરના લોકો પણ આ કત્યાકાંડ બંધ થવાથી

આનંદમાં છે અને તેઓ પણ લગ્નમાં મોટી સંખ્યામાં સંપૂર્ણ ઠાઠમાઠ અને રાજીખુશીથી જોડાયા છે.

વાઘજી દરબારને લગ્ન પછી ખબર પડી કે ચતુર ચારણ ખરો ચારણ નથી પરંતુ જુનાગઢના રા, નો બીજો પુત્ર ચંદ્રસિંહ હતો, તે આપકર્મથી રાજ્ય મેળવવા પોતાના પિતાની મરજી વિરૂદ્ધ દેશવટે નીકળ્યો હતો,

વાઘજીએ પોતાના તમામ રાજ્યનો પોતાની પાછળ ચંદ્રસિંહને વારસ નીમ્યો પરંતુ તેના જમાઇની સલાહથી ભવિષ્યમાં વાતો કહેવડાવવાનું સોમનાથ મહાદેવની આણ રાખી પાણી મુકયું.

## બીકણ બાબુ

બિશનદયાળ રજપુતાનામાં આવેલા ઉદેપુર શહેરના રહેવાશી શુદ્ધ રજપુત હતો અને આબુમાં રેલ્વે ફોજદારની નોકરી કરતો હતો. બાબુ તેને એકનો એક પુત્ર હતો અને બાર વર્ષની ઉમરનો હોવા છતાં બિલાડીથી પણ વધુ બીકણ હતો. બાબુએ નાનપણમાં આબુના પહાડમાં વાઘ હોવાની, અને એકાદ વાઘે બકરું કે વાછરડી માર્યાની વાત સાંભળેલી હોવાથી સમીસાંજે પણ તેની મા જો બજારમાં શાક, મીઠું કે તેવી પરચુરણ ચીજ લેવા મોકલે તો પણ તે અતિશય બીકને લીધે જઇ શકતો નહીં. નિશાળના છોકરાઓ બાબુ જોડે રમતાં છુપાઇ "ઘુર ઘુર" અવાજ કરે તો તે હરણની માફક ચમકી પુરપાટ પોતાના વર્ગના કે ઘરના રસ્તો માપતો. ચિત્રની ચોપડીમાં વાઘનું ચિત્ર જોઇ તે બીહતો અને બાબુ વાઘથી ડરે છે એવી વાત આખા ગામમાં ફેલાઇ ગઇ હતી.

ફોજદાર પોતાના પુત્રના આવો ડરપોક સ્વભાવ જાણી મનમાં ને મનમાં મુંઝાતા—બાબુને શિખામણ અને દંડથી તેની કાયરતા રૂકવાનું સમજાવતા પરંતુ સ્વભાવિક ભિરૂતા તેવાં દવાઓથી કદાપિ જાય કે? બીકણ બાબુ આ પ્રમાણે ફોજદારના પુત્ર હોવા છતાં અને ગ્નાતીનો રજપુત (ક્ષત્રિય) કહેવાવા છતાં બીકદેવીના જાણે અજાણ્યે ચુસ્ત ઉપાસક હતો. કેટલીક વખત તો "વરૂ" આવ્યો ને "વાઘ" આવ્યો શબ્દ સાંભળી તે ઘરમાંથી છલંગ મારી બહાર નાસવા જતો ત્યારે તેની કાયરતાની પરિસીમા પેખી હાસ્ય અને દયાની ભાવના થયા વગર રહેતી નહિ.

એક વખત એમ બન્યુ કે માઉંટ આબુ પાસેના એક ગામમાં એક વાઘે રાત્રે છાપો મારી એક ભેંસને મારી નાખી અને તે પશુનું શબ ઘસડી

આણુ પર્વતની એક ખોમાં નાંખ્યુ. વાઘનાં પગલાં ઉપરથી ગામડીઆઓએ વાઘની બોડ બીજે દિવસે સવારેજ શોધી કાઢી અને ત્યાં બેસનુ શબ પડેલું જોઇ તે વાઘ ગમે તે વખતે તે ખાવા બહાર આવશે એમ ખાત્રી થવાથી બંગલામાં રહેતા ગોરા પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને ત્યાં આવી વાઘનો શીકાર કરી વસ્તિને તે ઘાતકી પશુના ત્રાસમાંથી છોડાવવા વિનંતી કરી. રાત્રે બાર વાગ્યા પછી વાઘ લપાતો બહાર આવ્યો અને જ્યાં જડબાં ખોલી પોતાના ભક્ષ્યનો ઉપભોગ કરવા જતો હતો ત્યાં સનન કરતી એક ગોળીએ તેના તાળવામાં અથડાઈ તેનો જાન લીધો. ગામડીયાઓ સાહેબના સાહસથી સંતોષ પામ્યા અને વાઘનું શબ સાહેબના બંગલામાં લાવી નાંખ્યુ.

આજે બપોરે એ વાગ્યાની છુટીમાં બાબુએ મજકુર વાઘના શિકારની હકીકત સાંભળી અને તે વાત તે રસ લઇને સાંભળતો જોઇ એક મશ્કરા દુકાનદારે ટીકા કરી કે "ફોજદાર સાહેબનો છોકરો જો વાઘની મૂછના વાળ તાવીજમાં રાખે તો તેની બીક સદા માટે તેના અંતઃકરણમાંથી દેશવટો લે." બાબુએ આ વાત ખરી માની અને વાઘની મૂછ મળે તો તાવીજમાં રાખી ગળે બાંધવાનો વીચાર કર્યો. ઘેર આવીને વાઘ વરૂની અને બીકના ચમત્કારીક ઈલાજની વાત તેણે શાળાના સોબતી, નાની બેન, પાડોશની ડોશી અને માતપિતાને ઓછામાં ઓછી બે ત્રણ વખત છુટક છુટક કહી.

વાઘ મારનાર પોલીસ અમલદાર બ્રિટિશ હદનો હોવાથી તેણે સંભાળપૂર્વક વાઘનું શબ રેલ્વે બ્રેક વાનમાં ગોઠવાવી પોતાના નોકરીના શહેરમાં મોકલવાની બિશનદયાળ ફોજદારને ગોઠવણ કરવા માટે બોલાવવા પોતાની ગાડી મોકલી. પુત્રને વાઘ રૂબરૂ દેખાડીને તેને વિષે કેટલીક મિથ્યા કલ્પનાઓનો વિનાશ કરવાનો વિચાર થવાથી બિશનદયાળે બાબુને સાથે લીધો.

સાહેબના બંગલામાં દાખલ થતાં બાબુએ શું જોયુ? કુતરાથી સ્હેજ મોટું એક જનાવર જેને શરીરે કાળા પીળા ચટાપટા હતા તે જમીન ઉપર ડાચું ફાડી પડયું હતું પાસે સાહેબ ખમીસ અને પાટલૂન પહેરી ઉભા હતા. સૂર્યનો તડકો તે બન્ને ઉપર પડતો હતો. વાઘને ધોળી મુછ હતી તે બાબુની ચાલાક આંખોએ તરતજ જોઈ લીધું. ગમે તે ઉપાયે તે મેળવવા તેણે નિશ્ચય કર્યો. બિશનદયાળ અને સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ વાતચીત કરવા દિવાનખાનામાં જવા લાગ્યા. બીશનદયાળે બાબુને અંદર ચાલવા જણાવ્યું, જેનો તેણે પ્રત્યુત્તર આપ્યો કે તે બહાર ઉભો રહી તે જનાવર જોવા માગે છે. બાપે બાબુની

હિમ્મત જોવા કહ્યું કે તે વાઘ છે પણ બાબુએ મૂછો મેળવવાની લાલચે વાઘનું નામ સાંભળી ગરબડી મુકવાને બદલે પોતે ત્યાં રહેશે એમ બિશન-દયાળને ખાત્રી આપી જણાવ્યું. પહેલાં તો બાબુ વાઘનું બીહામણું ડાચું, કાચના જેવી દળેલી કીકીઓ વિગેરે જોઈ ડરથી ધ્રૂજી ઉઠયો અને ચાર પાંચ વખત પોતાના નિશ્ચય ત્યજવા તૈયાર થયો, પરંતુ અંતે ટુંક સમયમાં પોતાનું કામ કરવાનું હોવાથી ધ્રુજતા હાથે તેણે આંખો બંધ કરી વાઘની મૂછોના બેએક મુવાળા તોડી પોતાના ખીસ્સામાં મુક્યા.

દસેક મિનીટ વાતચીત થયા બાદ અને માંગેલી ગોઠવણ કરવાની કબુલાત આપી બિશનદયાળ ઘર તરફ ચાલ્યા અને બાબુ તેમની સાથે ઘેર ગયો. ઘેર જઈ પહેલામાં પહેલી માગણી તેણે એક રૂપાના તાવીજ માટે કરી જે મળતાં તેણે તે તાવીજમાં વાઘના મુંવાળા રાખી ફરવા માંડયું. પોતાની માન્યતા મુજબ મળવાથી બીકણ બાબુ હિમ્મતવાન થતાં એક મર્દને પણ ભૂલાવે તેમ ગૃહકામમાં આગળ પડતો ભાગ લેવા માંડયો અને જે બાબુ બાર વખત કહેવાય ત્યારે એક વખત બજારમાં જતો તે હવે પોતાની માતાના દરેક હુકમ કહેતાની સાથેજ માનવા લાગ્યો. આ પ્રમાણે એક ડરપોક છોકરો હિમતે મર્દ જેવો થઇ ગયો. તેના બાપ બિશનદયાળ અને તેની મા આ અદ્‌ભુત ફેરફારથી આશ્ચર્ય પામવા માંડયાં.

ઉપરોકત બનાવને ત્રણેક માસ થયા પછી બાબુની ચાલચલગતમાં ખાસ કરીને તેની ભીરૂતાધ્વંસને લીધે અજાયબ સરીખો ફેરફાર થઈ ગયો. હવે બાબુ "વાઘ" તો શું પણ "સીંહ", "મગર" કે કોઈથી ડરતો નથી. તેની માએ બાબુ પાસે પેલું રૂપાનું તાવીજ માગતાં તેણે હાજર કર્યું તે ખોલી જોતાં બાબુએ ભારે અજાયબી વચ્ચે જોયું કે તેમાં વાઘની મૂછના નિમાળાને બદલે લાલ સહીથી લખેલી એક કાપલી હતી જેમાં સ્ત્રીના વાંકા-ચુંકા અક્ષરોએ "આત્મશ્રદ્ધા" એટલા શબ્દો લખાયલા હતા.

બાબુની અજાયબીનો તેની માએ ક્ષણમાં નીચે મુજબ ખુલાસો કરી અંત આણ્યો. "તને નહાતાં ખાતાં અને સુતાં તે તાવીજનું જીવની માફક જતન લેતાં જોઈ તાવીજ આપ્યાને બીજેજ દિવસે તું ઉંઘતો હતો તે વખતે ખોલી જોતાં તેમાં વાળ જોઈ, ત્હેં કહેલી વાતો યાદ આવતાં, મેં લાલ સહીથી લખેલી આ આ કાપલી મુકી દીધી બાબુ તે વાઘની મૂછના મુવાળાથી તું હિમ્મતવાન બન્યો નહતો પરંતુ "આત્મશ્રદ્ધાથીજ" તારામાં તે ગુણ ખીલ્યો હતો.

# છોકરાંએ શું માગ્યું ?

આજે હોળીનો તહેવાર છે, સાંજે લાકડાના દાટેલા ચીચવાની આસ-પાસ લાકડાં, છાણાં વગેરે ગોઠવી લોકો હોળી પ્રકટાવશે.

બપોરનો વખત છે. અત્યારે નાનાં છોકરાં—નાનુ, કીકો, ભનુ, રાધા, તારા અને ચીમન—ચીચવાની આસપાસ નગારાં, પીચકારી હાથમાં લઇ રમી રહ્યાં છે. મોટા છોકરાઓ લાકડાં ઉઘરાવવા ગયા હતા. બધાં ખજુર, ધાણીચણાની ઉજાણી કરતાં હોય તેમ આપ લે કરી ખાતાં હતાં, અને સાંજે મોટી હોળી પ્રકટાવી “ હોળી માતા, જે અંબે ” બોલી નગારાં વગાડીશું તથા બીજે દીવસે ચ્હાપાણી કેવાં ( લાકડાં માટે ઉઘરાવેલા પૈસાના ) થશે તેનો વિચાર—વાર્તા—વિનોદ કરી રહ્યાં હતાં.

એટલામાં સ્વચ્છ સફેદ સાડી પહેરેલી એક સ્ત્રી તે ચીચવાની જગ્યાએ ઉભેલી સર્વ છોકરાંને નજરે પડી. સર્વ છોકરાં શાંત પડી ગયાં અને થોડાં બીન્યાં પણ ખરાં. તે છુટા વાળવાળી અને લાલ ચાંદલાવાળી સ્ત્રી માયાળુપણે બોલી “ હું હોળીમાતા છું, તમારે જે જોઇએ તે માગી લો. ”

નાનું પાસે રમવા બેટ નહોતું. તેણે કહ્યું “ દુકાનમાં મેં જોયું’તું તેવું બેટ આપો. ” દેવી હોળીએ હાથ લાંબો કર્યો કે બેટ નાનુંને મળ્યું.

કીકાએ કહ્યું કે મારી મણી માશી માટે છીંકણીની દાબડી જોઇએ, તે તેને મળી.

ભનુએ કહ્યું કે મારી બાળપોથી મેં ખોઈ નાખી છે માટે તે મને આપો જેથી મારી મા મને મારે નહિ. તે પણ મળી.

રાધા કહે કે બધાં છોકરાં તેને રાધા બોબડી કહી ચીઢવે છે માટે તેમને મારવા ચાબુક જોઇએ છીએ. ચાબુક પણ મળી.

તારાએ પડોશમાં રહેતી ઘરડી આંધળી હરી ડોશી માટે રેંટીયો, પુણી અને બાજરી માંગી જે હોળીએ હસીને આપ્યું.

છેલ્લો વારો આવ્યો આપણા ચીમનનો. તેણે થોડો વિચાર કરી કહ્યું કે આ બધાં છોકરાંને તમે આપેલી ચીજો લઈ લ્યો એટલું હું માગું છું.

હોળીએ તેને ઘણું સમજાવ્યો કે બીજું કંઈ માગ. પરંતુ પોતાની જક તેણે પકડી રાખી.

આથી હોળી ગુસ્સે થયેલી લાગી. લાલચોળ વિક્રાળ દેખાતી તે હોઠ પીસી બોલી, " અદેખું અને આંધળુ બરોબર; " અને ત્યાં તેને બદલે ચીચવો દેખાયો–પણ ચીમન " ઓ બાપરે " બૂમ પાડતો સંભળાયો. સઘળાં છોકરાં ચીમનની આસપાસ ભેગાં થઇ ગયાં. ચીમનને વીંછી કરડયો હતો.

છોકરાં, તમે ચીમન જેવા થશો કે ભનુ, રાધા, નાનું જેવું માંગશો કે તારા ને કીકા જેવાં માગણાં કરશો ?

---

## ચડતી પડતીની ચમત્કૃતિ

### યાને

## ચણાવાળો.

સમય રૂપી પક્ષીની ઉદય અને અસ્ત એટલે ચડતી અને પડતી રૂપી બે પાંખો છે, અને તેની તળે રાયથી માંડી રંક અને બ્રાહ્મણથી માંડી શુદ્ર, સ્ત્રી બાળકના અપવાદ વિના સર્વ આવે છે અને દશાના રંગ ઋતુના ઢંગની માફક ફર્યેજ જાય છે.

મુંબઇમાં પાયધુની ઉપર ૧–૪–૫–અને ૧૩–૧૬–૧૮ નંબરની ટ્રામોના ક્રોસીંગ આગળ સોમ, મંગળ, કે ગમે તે વારે સાંજના કે સવારના સાત વાગ્યાથી બે કલાક બે ત્રાજવાવાળી કાવડમાં મસાલાદાર ચણા, દાળીયા કાબુલી ચણા, લાલ ચણા, સફેદ બુલંદ અને ઘેરા ઘાંટાથી ' શુક્રવારીયા ચણા " નામથી વેચતો સફેદ સાફા વાળો લગભગ ચાળીસ વરસની વયનો સૌરાષ્ટ્ર વીરની યાદ આપતો શામજી ચણાવાળો એજ આપણી વાર્તાનો નાયક. ટ્રામ ન મળે તેવા ઉતારૂ કે રાહદારીઓ એકાદ બે દોઢીયાના ચણા લઇ કે અમસ્તા ત્યાં ઉભા રહી તેની વાત પૂછવાની સહાનુભુતી ધરાવનારને આપણો શામજી પોતાની વાત હર્ષ, સંતોષના આંસુ સાથે અને સંતાપની લાગણી વિના કહી બતાવે છે. પોતાની વાત પુરી કરી સાંભળનારને તારતમ્ય રૂપે એજ બોધ આપે છે કે "ભાઇ કોટી ઉપાય કીધાથી મિથ્યા થતું નથી ભાવી. હરિને હર બન્ને બળ અજમાવી થાકયા છે અને પોતાની સાથની શય્યા અને નગ્નતાથી વિના સંતાપે સંતોષાયા છે. તો કોણ આપણે મૃત્યુલોકના માનવી ?" શામજી કેવી રીતે આ સિદ્ધાંતમાં શ્રદ્ધાળુ બન્યો એ આપણે જોઇએ.

... ... ... ...

શામજીનો જન્મ ચાળીસ વર્ષ ઉપર કાઠીયાવાડમાં આવેલા રીબડા ગામમાં થયો હતો જન્મીને શામજીએ પહેલું કાર્ય એ કર્યું, કે પોતાની જન્મદાતા માતાને અસહ્ય પ્રસવ વેદનાને લીધે સુવાવડમાંજ સંસાર સાગરમાં તળીએ ડુબાવી દીધી યાને પંચત્વ પમાડી. આડોશીપાડોશી અને સગાંવહાલાની હજાર રીતે પળશી કરી શામજીના બાપે તેને ઉછેરાવ્યો અને ત્રણ વર્ષની ઉમ્મરે શામજીએ પાછી પોતાની રાહુદ્રષ્ટી પિતા ઉપર પાડતાં તેના બાપને શેર સટ્ટા અને દેવાળીયાના વેપારમાં અવળી પાઘડી ફરાઈ જતાં ઘરનાં નેવાં વેચતાં પણ લેણદાર પતે તેમ ન લાગતાં, ઘીને સોવાર ધોઈ ઝેર બનાવી, રાત્રે પી સવારમાં ચિર નિદ્રાની સમાધિ લીધી યાને પંચત્વ પામ્યા.

ગરીબ માણસ જગતને જુએ છે પણ લક્ષ્મીના મદથી અંધ બનેલા શ્રીમાન્, ગરીબોને કયે ખુણે પડેલા છે તે દેખી શકતા નથી. એ મુજબ શામજીના બે ત્રણ પેઢી પાસેના સગા અને મુરબ્બિ કહેવાતા રીબડાના નગર શેઠ લવજી આંખ મીચામણી કરતાં શામજીના પિતાની અંતિમ ક્રિયા નાતના નાણે થઈ, અને અગ્નિદાહ નાતના ગોરને હાથે દેવાયો. તેમજ બિચારાની મતી તેવી ગતી મુજબ બારમું તેરમું વિગેરે તો ન થયું એટલું જ નહિ પણ પોતાના લેણા પૈસા પેટે તેમના નજદીકના સગા નગરશેઠ લવજીએ ત્રણ વર્ષના માબાપ વિહોણા શામજીને પોતાના પિતાના તેરમાને દિવસેજ ઘર, રાચરચીલું દરબારમાં ડગમગ ચલાવી કબજે કરી અનાથ અને ગરીબ બનાવી દીધો. પરોકામી સજ્જનો! આ અમારા હિંદુ સંસારનો પ્રકાર અને પ્રણાલીકા છે. સબળ નિર્બળને હણે પણ નિર્દોષને પણ વાઢી નાખતાં ના જૂએ ન્હાની ઉમર, ના જૂએ સગપણ કે ના નિરખે અનાથ સ્થિતિ!!! દિવાના દોસ્ત કરતાં દાનો દુશ્મન સારો એ પ્રમાણે પરોકામી હમદર્દી લેણદાર સારો કે આવા લોહીના આંસુ વરસે તેવા બનાવમાં પોતાની ખુદાઈ ખાસીયત ન તજતાં સબુરી પકડવાનું સખી દીલ દેખાડે—હાય હિંદુ સંસાર!

* * * *

જેનું કોઈ નહિ તેનો ત્રિભુવન પતી તારણહાર કૃપાળુ કીરતાર, એ મુજબ કાઠીયાવાડ હિન્દુ અનાથાશ્રમના એક કાર્ય કર્તાને કામ પ્રસંગે રીબડા આવવાનું થતા શીવાલયના પુજારીએ પોતાની પાસે બે માસ રાખી અન્ન વસ્ત્ર આપેલ તે બાળકની વાત કાને પડી. પુજારીએ શામજીને લોકોના કહેવાથી આશરો આપ્યો હતો પરંતુ તે નગરશેઠથી બીતો હતો. કેમકે તેમની

નાતનો ગોર હતો. તે ઉપરાંત નગરશેઠને ત્યાં નાતના કામ પ્રસંગે જવું પડતું તેમ શેઠને ત્યાંથી વાર તહેવારે પાકાં સીધાં પણ મળતાં. તે દયાળુ કાર્ય કર્તાએ આ કથની સાંભળી શામજીને શ્રી કાઠીયાવાડ હિંદુ અનાથ આશ્રમમાં મુકયો. અમારો હિંદુ સમાજ સારા માઠા પ્રસંગે આવા ખુશામતખોર ભરામણુ જે અસલના જમાનામાં વિપ્ર યાને વિદ્વાન બ્રાહ્મણો હતા તેને પુણ્ય થશે સમજી પોષે છે, પણુ દેશના અનાથોને અન્ન, વસ્ત્ર, કેળવણીથી તન મન ધનથી અનાથોના સેવાભિલાષી શ્રી કાઠીયાવાડ હિંદુ અનાથશ્રમ, શ્રીગોપાલકૃષ્ણુ આશ્રમ, શ્રી ફતેહસિંહરાવ આશ્રમ જેવી સંસ્થાઓને રૂપીએ બે આની પણુ મદદ રૂપે દાન આપવામાં પાપ સમજે છે. પહેલા કાર્યથી એક રાતના વાળુથી નાત અને ઓળખાતાઓ વાહવાહ વદે જ્યારે બીજા કાર્યથી કોઇ કંઇ તેમને જસ કઇ મોટાભા બનાવે એમ છે? સમયની જ્યાં બલીહારી હોય ત્યાં ખરેખર મનુષ્યની લાચારીજ છે.

કાઠીયાવાડ અનાથ આશ્રમમાં શામજીની સારવાર સગા માબાપથી પણુ વિશેષ લેવાઇ. લાડ કે જેને લીધે બાળક બગડે તેનો અહીં ખાસ અભાવ હતો. તે ઉપરાંત ધાર્મીક કેળવણી, તેમજ સાદાઇ, નિયમિત અને ઉચ્ચ સેવાભાવનું જીવન ગાળી અનાથો દેશને લાભદાયી બની કેવી રીતે સનાથ થાય તે ઉપર ખાસ ધ્યાન અપાતું. આ પ્રમાણે લગભગ નવ વર્ષ શામજીએ આ અનાથાશ્રમમાં ગાળ્યાં અને ગુજરાતી ચાર ચોપડી પુરી કરી અંગ્રેજી પ્રથમ ધોરણમાં પગ મુકયો.

* * * *

આજ અરસામાં લવજી શેઠને રાજકોટમાં કાપડની દુકાન ખોલવાની હોવાથી, તેમણે શામજીને " ઠેકાણે નાંખવાના " "પોતાનીજ બાંય હોવાના" વિગેરે બહાનાંથી અનાથશ્રમના ચાલકોને સમજાવી પટાવી અભ્યાસ મુકાવ્યો અને એક જૈન મુનીમ અને શામજી ઉપરાંત ચીમન નામના બીજા જૈન ગુમાસ્તાથી દુકાન ચલાવવા માંડી. આધેડ જૈન જો કે મુનીમ કહેવાતો, પણ શેઠની અમીદષ્ટિથી શામજીનેજ ઉઘરાણી ઇત્યાદિના જોખમ ભરેલા કામમાં નાખેલો હોવાથી અને શેઠના ઘરનું દુધ શાક લાવવાનું ફેરા ફાંટાનું કામ પણુ તેનેજ નશીબે હોવાથી ત્રણેક વર્ષમાં તો શામજી દામ દેવી ( પૈસાનો ) ઉપાસક થઇ ગયો, એટલે ખાવા પીવા ઉપરાંત જે પૈસા માસીક મળતા અને દિવાળીની સુખડી મળતી, તે સર્વ ખર્ચતો અને

લીલાવનના સુડાની માફક તેની આસપાસ ચીમન ગુમાસ્તો, રાઘુ ખવાસ અને મહમદ મેમણ એમ દોસ્તો ન્હા ચેવડીયા બિરાદર માફક એકઠા થયા. શામુને દુકાન કામ ઉપરાંત શેઠાણીના સાડલા વિગેરે ધોવાનું, લીલીને (શેઠની ન્હાની પુત્રી) રમાડવાનું અને તેવું દાસી ઉચિત પણ કામ માસીક રૂ૧॥। ના પગારમાં કરવું પડતું. આ પ્રમાણે પંદર વર્ષની ઉમ્મરમાં શામજી ચબરાક થઇ ગયો, પણ દશાના જોરથી અને ખરાબ સોબતથી શામજીને અવળી મતી સુઝી.

* * * *

ચીમન, રાઘુ અને મહમદની શીખવણીથી શામજીએ એકની ઉઘરાણી બીજાને નામે લખાવી અને બીજાની ત્રીજાને નામે લખાવી રૂ. ૧૫૦) રોકડા અને લીલીને હાથે પહેરેલા રૂ. ૧૫૦) ના સાંકળા મળી રૂ. ૩૦૦) તફડંચી કરી. આ ચંડાળ ચોકડી અમદાવાદ થઈ મુંબાઇ વેપારને નામે મોઝ મારવા ઉતરી પડી. લગભગ સોળ વર્ષના શામજીને ચીમને ચતુરાઇ ચલાવી, પોતાની તોતડી જુબાને લલચાવી, મુંબાઇ આણ્યો, અને નાટક, હોટલ, સીનેમા અને સફેદ ગલીમાં ત્રણજ દીવસમાં આ ત્રણે જણાએ શામજીને રખડાવી બધા પૈસા, દાગીનાની બારઆની ઉપજ મળી હતી તે સુદ્ધાં ખરચાવી નાંખ્યા અને વેપારને બદલે આ વ્યાપારમાં સૌએ લાભ લેખ્યો. ચોથે દહાડે પૈસા પુરા થતાં ચીમન પાછો રાજકોટ ચાલ્યો ગયો. અને શામજી સંબંધી સર્વ વાત મીઠાં મરચાં સહીત રસદાર બનાવી, તેને પાપમાં પડતો અટકાવવા પોતે કેટલા ભગીરથ પ્રયાસ કર્યા ઇત્યાદિ વર્ણવી લવજી શેઠનો માનીતો થવા ગયો.

પણ લવજી શેઠ જમાનાના ખાધેલ હોવાથી તેણે ચીમનનેજ શક ઉપરથી અને તેણે આપેલી બાતમી પુરાવા નિમીત્ત લઈ દરબારને ત્યાં ફરીયાદ કરી અને દેશી રાજ્યના ખીસ્સાના કાયદાથી તેને ચાર વર્ષ જેલમાં મોકલાવ્યો. રઘુ અને મહમદ તો મુંબાઇમાં આ વાત સાંભળતાંજ કલકત્તા તરફ નોકરી નિમીત્તે ગયા અને ત્યાં જઇ દારૂખાનું, જુગાર ઇત્યાદિથી પાપી પેટ ભરવા માંડ્યા. શામજી બિચારો સોળ વર્ષની ઉમ્મરે હાથે પગમાં કુહાડો માંડી કુરૂક્ષેત્ર મુંબાઇમાં પૈસા, મિત્ર અને સર્વ રીતે અપંગ થઇ ગયો.

* * * *

સવારના સાત વાગ્યા છે. પાયધુની પરના જૈન દેરાસરને ઓટલે ત્રણ વેંતના ખાડા સાથે એક સત્તર વર્ષ લગભગનો ગુજરાતી છોકરો પડેલો છે. ટ્રામમાં બેસનારા ઉતારૂ જતા આવતા તે છોકરા તરફ અનુ-

કંપાની લાગણી બતાવે છે, કોઈક રાહદારી તેની સામું જુએ છે પણ ખરા, પરંતુ તેને હિંદુ કોમમાંથી કે ઈતર કોમમાંથી દુઃખનું કારણ કે મરણ જીવન વચ્ચે ઝોલા ખાતા પ્રભુના એક જીવની હત્યા થતી અટકાવવાનો ઉપાય કોઇ બતાવતું નથી!! ધન્ય છે એ વ્યવસાયી રંગરાગવાળી કુરૂક્ષેત્રા મોહમયી નગરીના પ્રવૃતિમય જીવનને!! આઠ થયા, સ્હાડા આઠ થયા, નવ થયા અને શામજીના ચહેરા ઉપર મૃત્યુદેવે પોતાનો કાળો હાથ શ્યામતા લાવી લંબાવ્યો. નવ અને શામજીના હૃદયના ટકોરા બન્ને સાથે વાગી શકવા સંભવ નહોતો, લોકોનું ટોળું આસપાસ જમા થયું હતું. દેરાસરમાં દર્શને જતાં શ્રાવક નરનારી તેના સામું જોતાં "બિચારો મરશે," "ખાન દાન જણાય છે," "વખાનો માર્યો લાગે છે" ઈત્યાદિ બોલતા ઘડી બે ઘડી તેના સ્હામું જોતા, પરંતુ જે દેવની પ્રતિમાની તે પૂજા કરવા જતાં તેની પ્રકૃતિ તેનું બાળક એક જીવની હિંસા બચાવવાનો તેમના ધર્મનો આદેશ પાળી શકતા નહિ. એ પણ ધર્મ પાળવાની એક પ્રથાજ!!!

તેટલામાં એક બાંધી દડીનો, કેસરી સાફાવાળો ફેરીઓ "ચણા" બોલતો આવ્યો અને હાથમાંની લોખંડની ચણા રાખેવની પેટી લઈ તે "વકરાની બરકત" માટે જીન ભગવાનને પાય લાગણ કરવા અને મચ્છન દોકડા (દિવસના પાપની માફી) માટે પ્રાર્થવા જતો હતો, ત્યાં તેની નજર ટોળા તરફ ગઈ અને ત્યાં જતાં સર્વ વાત સમજાતાં પાડોશની દુકાનના નળેથી પાણી લાવી શામજીના મ્હોમાં તે કયા વર્ણ કોમ અને ધર્મનો છે તે જાણવાની દરકાર કર્યા વીના, પ્રાણી માત્ર પર દયા રાખવી તે સિદ્ધાંત, વગર ભણ્યે જાણીને પાળનારા તે ફેરીઆએ રેડયું. શામુએ સંજ્ઞામાં આવતા પેટ તરફ આંગળી ચીંધી અને આ ફેરીઓ જે જૈન હતો અને જેનું નામ વીરચંદ હતું, તેણે પેટીમાંથી દાળીઆ કાઢી તેનો બારીક ભુકો કરી શામજીના મોઢામાં નાખ્યો અને ઉપર પાણી રેડયું અને અન્ન સમાન પ્રાણ નહિ તે મુજબ શામજીમાં ચેતન આવ્યું. વીરચંદે એક રેંકળો ભાડે કરી શામજીને સુવાડયો અને પોતાની ભીંડી બજારના ચાલના બીલ્ડીંગમાંની ખોલીએ લાવ્યો.

આ વીરચંદને કંઈ સંતાન ન હોવાથી અને થોડા વર્ષ ઉપર ઘર ભંગ થયેલો હોવાથી શામજીને સર્વ વૃતાંત પૂછી તેના વતનની સર્વ બાતમી મેળવી પોતાને ત્યાં દત્તક પુત્ર કરી રાખ્યો અને પોતાનો ચણા, દાળીયા બનાવવાનો અને વેચવાનો અને દિ'ની વગર ખુશામતે રૂા ૧ા થી રૂ. ૪) સુધી કમાવવાની ફેરી કરવાની કરામતવાળો હુન્નર શીખવી દીધો. એક

જૈને તેને પાપમાં ડુબાડયો હતો ત્યારે બીજા જૈને તેને તારી લીધો. આ પ્રમાણે એક વર્ષમાં શામજી પાછો ફરી ઠેકાણે પડયો.

* * * *

બીજા પાંચ વર્ષ વીતી ગયાં. આ અરસામાં વિરચંદ, 'ન્યુમોનીયા' તાવથી પીડાઈ મરણ પામ્યા અને પોતાની પુંજી પાંચસો રૂપીઆ રોકડ અને ઓરડીમાં સાધારણ રાચરચીલું સહીત સર્વ પોતાનો ધંધો ચલાવવાની ભલામણ સાથે, અને પોતાની અંતીમક્રીય કરવાની આજીજી સહીત, શામજીની પુત્ર માતા અને પતિ તુલ્ય સારવાર હોવા છતાં, અને તેનાં આંસુઓ ભરેલાં મ્હોં તરફ દુઃખી થવા છતાં કાળધર્મને વશ થઈ આ ફાની દુનીયા ત્યજી ગયો. શામજીએ તેના ઓળીયાને માળાના માણસોની મદદથી સોનાપુરમાં ઠેકાણે પાડયું. તેની દશમાથી માંડી સર્વ ક્રીયા રૂ. ૨૦૦ ખર્ચી પરીપુર્ણ કરી અને ચાર દીવાળીથી કાળું મોઢું હોવાથી દેશ જવાની ઉત્કંઠા હતી, તો પણ જઈ શકતો નહોતો તે રાજકોટ ગયો. ખાસ નીખડા જઇ વૃદ્ધ થયેલા પણ જવાનીનું જોર અને જોમ જાળવી રહેલા લવજી શેઠને આંસુભરી આંખે, પોતાના પાપને પશ્ચાતાપ રૂપી પાવકથી પ્રજાળી, ગુન્હો કબુલી રૂ. ૩૦૦) ઘણી આનાકાની અને હોંજાતોજી કરવા છતાં દઇ દીધા. પોતાનું છોકરવાદમાં કરેલું પાપી ચોરીનું દેવું વાળી દીધું. પોતાના વીસમા વરસની દિવાળી દેશમાં કાઢી પાછો મુંબાઈ આવી ચણાની ફેરીનો ધંધો ચાલુ કર્યો અને બે વર્ષમાં કરકસરથી ઠીક નાણાં ગાંઠે કર્યાં. જન્મથી કમભાગ્યે શામજીનો સીતારો ફરતાં 'દિ' ફર્યો અને શામલો નામથી ઓળખાતો તેજ માણસ શામજીભાઇ કહેવાવા લાગ્યો. સારે નરસે પ્રસંગે તેને જ્યારે ગરીબાઇથી કોઇ જોઈ શકતું નહિ તેનેજ— દોરંગી દુનીયાએ દેખવા માંડયો.

* * * *

ચોમાસાના દિવસ ચાલે છે. સાંજના આઠેક વાગ્યાનો વખત છે. શામજી નવાબની મસ્જીદ આગળ ચણા વેચતો ઉભેલો છે. રડયાખડયા મેમણ, મુસલમાન, હિંદુના છોકરાઓ કે રસ્તે જતાં જીભ્હાસ્વાદવાળા માણસો અથવા દારૂ પી ઉપર મોં તીખું કરવા ચણા લેતા ઘાટી પાટીઓની મંદમંદ ઘરાકી ચાલુ હતી. બરાબર મુંબાઇ ૮ ના શુમારે નવાબની મસ્જીદ અને સી. પી. ટેંક રોડ જતી ગલીમાંથી કૃષ્ણ ભગવાને ઘેલી કરેલી ગોપીઓના વેણુનાદને વિસરાવે એવો બંસીનાદ આવવા લાગ્યો અને પાંચેક મીનીટમાં

સફેદ વસ્ત્ર અને સફેદ દાઢી અને વાળવાળો એક ફકીર ત્યાં આવ્યો અને શામજી બેઠો હતો ત્યાં બેસી સુરીવાદનાં પદો વાંસળીમાં લલકારવા માંડયો. થોડીવારમાં શામજી જેનામાં કુદરતી મનુષ્ય પ્રેમ ઓતપ્રોત હતો, તેણે કહ્યું કે "સાંઈજી તમે થાકયા લાગો છો. થોડા ચણા દાળીયા ખાઓ અને આ પાસેની પરબમાંથી પાણી પીઓ." ફકીરે શામજીના ઘણા આગ્રહથી ચણા ખાધા અને પાણી પીધું અને ત્યારબાદ શામજી સામે તાકીને કહ્યું 'બેટે, બોત દુઃખ ભોગ લીયા. અબ તુમ્હારા સીતારા ફીર જાયગા. અચ્છા દિન દેખેંગે. લેકીન પીછે તુમારી એસીજ દશા રહેંગી. "ભાવાર્થ તમે દુઃખ વેઠી લીધું છે અને સારા દિવસ જોશો પણ પાછી આવીને આવી સાધારણ સ્થિતિ રહેશે."

શામજીની જો કે આમાં શ્રદ્ધા ન બેઠી અને ખુશામત જેવું પણ લાગ્યું પણ ફકીરે તુરતજ કહ્યું "બચ્ચે, યે તુમ્હારે ચણેકે લીયે નહિ બોલતા હું, મગર યે ઓલીયા કે બચન હય." આમ કહેતાંજ તે ઉઠયો અને શામજી તેની ભવ્યતા અને મન વાંચવાની ચતુરાઈથી આકર્પાઈ પગે પડવાને પ્રેરાયો પણ સ્હામે જોવા જ્યાં નજર કરે, ત્યાં ન મળે ફકીર કે ફીરસ્તો કે ન સંભળાયો તે અલૌકીક બંસીના નાદ.

* * * *

બાવીસમે વર્ષે શામજીને ધનની દશા બેઠી અને રૂશીયાની લડાઇ વખતે પાડોશના ભાટીયા પદમશી શેઠે ખટાવવાની દાનત રાખી સુતરના વેપારમાં રૂપીએ ચાર આની ભાગ તેના રાખ્યો અને એકજ વર્ષમાં સત્તાવીશ સાટામાં સીત્તેર હજાર રૂપીઆ અપાવ્યા. શામજીએ રૂ. ૫૦૦૦૦ શેઠની જોડે વેપારમાં રોકયા અને બાકીના પૈસા લઈ દેશમાં આવ્યો. રાજકોટમાં તો શામુ અને શામલો શામજી શેઠ થયા અને લવજી શેઠે પણ પોતાને હાથે ઉછેરેલો અને મોટો કરેલો પૈસાદાર બનેલો શામજી ઘરકુટુંબી કરી ઓળખાવ્યો અને પોતાની લાગણીની, માબાપે મરતા કરેલી શામજી માટેની ભલામણની, ચોરી જેવો ગંભીર ગુન્હો પણ પુત્રતુલ્ય સમજી માફ કર્યાની ઉદારતાની, અને લીલી શાંમજીની જોડે રાધા કૃષ્ણ જેવી દીપી રહેશે માટે બન્નેનાં લગ્ન તાબડતોબ કરી નાખવાની વાત સગાવહાલાં ઓળખીતાં પીછાનવાળાં વિગેરેને મ્હોડે એકથી અનેકવાર મરી મસાલા સાથે કરી તેજ વર્ષના જેઠ મહિનાની અગીઆરશે લગ્ન લેવાયાં વર તરફથી પણ લવજી

શેઠનો કારભાર હોવાથી રાજકોટનું એક ઘર શામજીને ઉતરવા દીધું, અને બીજુ પોતાનું એમ બન્ને ઘરો રંગાવ્યા અને છંટાવ્યા. લગ્નની ધામધુમ મોટે ઉપાડે થવા માંડી અને આમંત્રણ પત્રીકાઓ નીકળી અને ખુદ દરબારે અને એજંટ સાહેબે પણ લગ્નમાં ભાગ લેવા આવવાનું કબુલ કર્યું. દશા બદલાય છે જ્યારે બધું બદલાય છે ત્યારે.

* * * *

આજે જેઠ સુદ અગીઆરશને સોમવાર વિ. સં. ૧૯૬૨ નો દિવસ છે. આ દિવસ આપણી કથાને માટે ઘણોજ ઉપયોગી છે. શામજી અને લીલીનું આ લગ્ન છે અને ચડતી પડતીની ચમત્કૃતિનો આજ સાક્ષાત્કાર છે. એક બાજુ દરબાર સાહેબ, અને રાજકોટનો શ્રીમંત અને શહેરી વર્ગ માંડવામાં બનાવેલા આસનો ઉપર બેઠો છે બીજી બાજુ સ્ત્રીઓ મંગળ ગીત ગાય છે અને વાજાં વાગી રહ્યાં છે. બરોબર સાંજના સાત વાગે ગોરજ સમયે લીલીનો હાથ લવજી શેઠ અને તેની સ્ત્રીએ શામજીના હાથમાં મુકયો અને પાણી ગ્રહણ થયા પછી મંગલ ફેરા ફરાયા. મેમાનો વેરાવાની તૈયારી હતી એટલામાં તારવાળો ત્રીકમ બે તાર શામજી અને લવજીના શરનામાના લાવ્યો. લવજી શેઠે તાર ફોડી વાંચ્યો તો તેમને સમાચાર વાંચી ,આટલો બધો ક્ષોભ થયો કે તેમનું હૃદય બંધ પડી ગયું. તારમાં લખ્યું હતું કે રૂના ભાવ ગગડવાથી પદમશી શેઠ પાયમાલ થઈ નાદાર થયા હતા અને લવજીના મુંબાઈના મુનીમે જણાવ્યું હતું કે ભરૂચના રૂના ભાવ ગગડવાથી રૂ. ૧૫૦૦૦૮૦ નું નુકશાન થયું હતું. જાનૈયા હતા તે ડાઘૂ બન્યા, અને આજી નદીપર ચીતા ખડકી લવજી શેઠને તેમના જમાઈ શામજીએ અગ્નિદાહ કર્યો. દેશમાં શામજી શેઠની સર્વ મીલકત, રાજકોટના ત્રણેકઘર અને દુકાન વિગેરે સ્વાહા થઈ ગયું, અને ફકત રીબડાનું ઘર અને રૂ. ૧૦૦૦ બચી શકયા.

શામજી નવવધુ લીલી અને સાસુને લઈ મુંબાઇ આવ્યો અને ફરીથી પાછી ભાંડીબજારની રૂ. ૯ાા માસીક ભાડાંવાળી ઓરડી લઇ પોતાનો ચણાનો ધીકતો ધંધો ચાલુ કર્યો. લીલીની કરકસરથી અને શરૂઆતમાંથીજ ઘર માથે પડવાથી પોતાની માની દેખરેખ અને શીખામણથી શામજીનો ગરીબ સંસાર પણ સુખી ચાલવા માંડયો.

અઢાર વર્ષ ઉપલી વાતને બન્યે થઈ ગયા. વખત તો પાણી માફક

વહી જાય છે. શામજીને બે પુત્ર અને એક પુત્રી મળી ત્રણ સંતાન પણ થયા અને ગગા ગગીને રમાડી લીલીની મા પણ પાંચ વર્ષ ઉપર પરલોક સીધાવ્યા. શામજીને ચાર જણનું પુરૂં કરવાનું હોવા છતાં પરમેશ્વર ઘણા-માંથીજ તેને તેટલું અને સારા માઠા પ્રસંગો નીકળી શકે તેની ત્રેવડ કરવા જેટલું પણ પુરૂ પાડે છે. અત્યારે તેની પાસે રીબડાના ઘર ઉપરાંત બે હજારે-કનો દાગીનો અને પાંચસો-સાતસો રોકડા પણ થયા છે.

પેલો ફકીર પાછો તેને મળે તેવી તેની ઇચ્છા છે. પણ તે ઓલીઆની સર્વ વાત તે પ્રથમ જણાવ્યા મુજબ જ્યારે કરે છે, ત્યારે ભકિતપૂર્વક હિંદુ હોવા છતાં, અજબ શકિતવાળા તે સંતને નમે છે અને સવારે વેપાર ઉપર જતાં પહેલાં તે ફકીરને ગુરૂ તરીકે યાદ કરે છે. દરરોજ તેને વકરો પણ સારો થાય છે અને ચારે પ્રકારનાં શારિરીક, અન્નવસ્ત્ર, દ્રવ્ય, પુત્ર અને સ્ત્રીના સુખથી તે આનંદ માને છે કેમકે લીલી સુકી જોયા પછી અને ચડતી પડતીની ચમત્કૃતિ નીહાળી તે હવે સંતોષ માને છે.

એક વખત સ્વપ્નામાં તે સફેદદાઢીવાળા સાંઇ તેને દેખાઇ હુકમ કરતા દેખાયા કે “ શામજી ! અલ્લામીયાંકા ચમત્કાર તુમને દેખા વો સબ આલમકો પૈછાન ઔર અચ્છે કે લીયે કોઇ કીતાબમેં પ્રગટ કરવા દેના. ”

અંતમાં:—

“કરાળ કાળ વિકરાળની, પાંખ ઉદયને અસ્ત;
તે નીચે સૌ આવતી, જગની વસ્તુ સમસ્ત.
પ્રભુથી સૌ કંઇ થાય છે, અમથી થાય ન કાંઇ;
રાઇનો પર્વત કરે, પર્વત બાગની મહીં.”



# બે બુલબુલ.

શહેનશાહ શહાજહાનના સમયની આ વાત છે. જહાંગીર મોગલના આ પુત્રે જ્યારે રાજ્યગાદી શોભાવી ત્યારે બાગ, મહેલ, મસ્જીદ વગેરે બેપકાબંધ બંધાવ્યા.

એક વખતે એક શાયરે ( કવિએ ) શહાજહાન પાદશાહને એક પુસ્તક આપ્યું અને જણાવ્યું કે આપના મહેલની પડોશના બાગમાં એક બુલબુલ છે. જેના સુંદર સરોદોની ખ્યાતિ ઇરાન, અરબસ્તાન, ચીન અને જાપાનમાં ફેલાયલી છે. શહાજહાન અજાયબ પામ્યો કે મારી જાણ વગર મારા મહેલના ઉદ્યાનમાંજ વિશ્વવિખ્યાત બુલબુલ શી રીતે હોઇ શકે ? તેણે મહેલના ખાસજારાઓ અને બાગના માળીઓને તાકીદ કરીકે, " જો તમારામાંનો કોઇ આ બુલબુલને ૨૪ કલાકની અંદર પકડી લાવી મારી રૂબરૂ હાજર નહી કરે તો તમને તમામને ચવળી ઘાણીએ આવતી કાલે સૂર્યાસ્ત પહેલાં પીલાવી નંખાવીશ. " બધા ચિંતાતુર થઇ ગયા અને મરણની ઘડીઓ ગણવા માંડ્યા.

મહેલના ભટીયારખાનામાં ફાતમા નામની ૭ વર્ષની બાળકી હતી. તેનો બાપ મહેલમાં દરવાન હતો, અને મા રસોડામાં કામ કરતી હતી. ફાતમાએ તેજ રાત્રે માબાપની મુંજવણના ' યા અલી ' ( અરે રામ ! ) શબ્દો સાંભળી તેમને કલાવી, મનાવી, પટાવી, સર્વ વાત જાણી. જ્યારે તેણે આ વાત જાણી ત્યારે હસીને કહ્યું કે, " એમાં શું ? એ બુલબુલ તો મારૂં દોસ્ત છે. " ફાતમાનાં માબાપ અને મહેલના અને બાગના સર્વ જણાને પારસમણી મળ્યા કરતાં પણ વધુ આનંદ થયો. તેઓ મશાલો લઇ આગળ ફાતમા, અને તેની પછી તેનાં માબાપ અને પછી સર્વ, એમ સરઘસના રૂપમાં બાગને એક છેડે ગયા. ફાતમાએ એક ઝાડ નીચે જઇ સરોદ કર્યો. ઝાડમાંથી તેનો પડઘો પડયો અને એક પળમાં ફાતમાના હાથ આગળ એક સુંદર બુલબુલ પક્ષી આવી પહોંચ્યું.

શાહજહાંને આ બુલબુલને સોનાના પાંજરામાં રાખ્યું અને ફાતમાને તે પક્ષીની તહેનાતમાં રાખી. દરરોજ સવારે ઉઠી શૌચ કરી બુલબુલને પોતાને હાથે ફળફળાદિ ખવડાવી સવારના દરબારમાં સભા સમક્ષ એક ગાયન સાંભળવું એ તેનું એક પ્રકારનું નિત્યનું, આનંદનું કામ થઇ પડયું. બુલબુલ દરરોજ જુદા જુદા સરોદો સંભળાવતું અને જો કે તે ફાતમા સાથે હજી

ગયું હતું, તોપણ તેને આ સોનાનું કેદખાનું ગમતું નહિ. આ પ્રમાણે પાંચ વર્ષ ચાલ્યાં ગયાં.

શહાજહાનની પુત્રીનો હાથ એક વખત દાઝી ગયો અને ડૅા. બાઉટન, નામના એક અંગ્રેજ શસ્ત્ર વૈદ્યે ત્રણ માણસ મહેનત કરી સાજો કર્યો. દરબારમાં ડૅા. બાઉટનની આવજા થવા માંડી. એક વખત શહાજહાનની-વરસગાંઠ નિમિત્તે ભરાયલા દરબારમાં ડો. બાઉટને મીસીસ બાઉટન મારફત સ્વીસ બનાવટનું કળવાળું બુલબુલ ભેટ આપી વેપારની છૂટના દસ્તાવેજ ઉપર શહેનશાહની સહી લઈ. બોર આપી સોનાની કલ્લી કાઢી લીધી.

શહાજહાન આ નવી નવાઇ નીરખી તેમાંજ લોભાઈ ગયો. પેલું બુલબુલ તો એકજ વખત ગાતું પણ આને તો જ્યારે ચાવી ચઢાવે ત્યારે રાગ કાઢતું. વળી રાગ એવો સહેલો હતો કે દરેક દરબારી તેનું અનુકરણ કરી શકતો. ફાતમા, બુલબુલ અને સોનાનું પાંજરૂ મોટા રાજાઓના વિલાસ માફક હવે નજરમાંથી ઉતરતાં મહેલને ખુણે પડયાં. સર્વ આ વિદેશી બુલબુલના ભકત બન્યા, અને તેને વખાણી શહેનશાહની કૃપા મેળવવાના કામમાં મશગુલ બન્યા.

એક વખત ફાતમા બુલબુલને નવડાવતી હતી. તે વખત મહેલનો એક શકરોબાજ તેને પકડવા આવ્યો પણ બુલબુલ તો ઉડી બાગના ઝાડોમાં અદશ્ય થઈ ગયું. ફાતમાએ તેજ ઘડીથી આહારઆરામ ત્યજ્યો અને ત્રણ દિવસમાં આ બુલબુલ-ભકત બાળા ત્રિદોષ અને સન્નિપાત વશ થઇ ખુદા સમક્ષ હાજર થઇ.

બાગના ખુણામાં ફાતમાને દફનાવી, કરેલી કબર ઉપર રોજ રાત્રે બારવાગે એક પક્ષી આવી એકજાતનો કરૂણ રસ ફેલાવતું અને લોઢાના હૃદયના ઇન્સાન ( માણસ ) ને પણ પીંગળાવતું દિવ્ય સંગીત ગાતું, અને તે વખતે મહેલનાં બાળકથી માંડી વૃદ્ધ સુધીનાં તમામ માણસો ગમગીન થતાં.

એક વખત શહાજહાનની શારીરિક સ્થિતિ બગડી, મન બેચેન લાગવા માંડયું સંગીત સાંભળવાની ઇચ્છા થઈ. બનાવટી બુલબુલના કળ ચઢાવડાવી ગાવાનું શરૂ કરાવતાં છરરર છટ અવાજ થઈ કમાન છટકી. તે ચાંપવાળું બનાવટી પક્ષી નકામું થયું. ડૅા. બાઉટન તો વિલાયતમાં ચાલ્યો ગયો હતો. આને સમું પણ કોણ કરે ? શહેનશાહને પોતાનું પહેલાંનું કુદરતી બુલબુલ અને ફાતમા યાદ આવ્યાં અને તેઓ તરફ બતાવેલી બેવફાઇનો **પશ્ચાતાપ રૂપી પાવક તેને પ્રજાળવાં લાગ્યો.** દહાડે દહાડે શહેનશાહનો

બીમારી વધવા લાગી. બનાવટી બુલબુલને તો કાતીલ ઝેરની શીશી સમજી દૂર કરાવી, અગ્નિ દેવતાને સ્વાહા કરાવી દીધું. પેલા બુલબુલને યાદ કરી તેની આંખમાં એક વખત આંસુ આવ્યાં તે વખતેજ બુલબુલ પક્ષી આવી બારીના એક સળીઆ ઉપર બેસી સ્વર્ગીય સંગીત ગાવા માંડયું. સેંકડો હકીમોની કીમતી માત્રા અને અને ભસ્મોએ અને વિલાયતી દાકતરોના રગડાઓએ જે આરામ નહોતો આપ્યો તે આ પક્ષીના દિવ્ય સંગીતે કર્યો. શહેનશાહ શાહજહાન મોતને લાત મારી સારો થયો. જે બાબરે હુમાયુનનું મરણ માથે લીધું હતું તેમ આ બુલબુલે તેનું મરણ લઇ લીધું. બીજે દિવસે સવારમાં કાતમાની કબર ઉપર ફૂલ ચઢાવવા જતાં તેના માબાપે બુલબુલના શરીર પિંજરને પડેલું જેયું. શહેનશાહે જ્યારે આ વાત સાંભળી ત્યારે તેની આંખમાંથી આંસુ પડી ગયાં અને આ દિવ્ય પ્રેમ આગળ પોતાનું મહાન રાજ્ય તુચ્છ લાગ્યું.

આ પ્રેમની મૂર્તિમંત યાદ દેવા તેણે આ પક્ષીને કાતમાની કબર પાસેજ દફનાવ્યું, અને તેના ઉપર એક સુંદર સમાધિ ( રોજો ) ચણાવી ફકત બેજ શબ્દો લખાવ્યા કે "બે બુલબુલ." એમ પણ મનાય છે કે પોતાની પ્યારી બેગમ મુમતાઝમહાલ મરણ પામતાં તાજમહેલ બાંધવાનો વિચાર પણ તેને આ બે બુલબુલની સમાધિ જોઇ સ્ફુર્યો હોય. **પ્રેમનાં આંસુ પ્રભુ પ્રાર્થના તુલ્યજ છે.**

## રેંટીયાનો રણકાર.

ઓગણીસમી સદીના છેલ્લા વર્ષમાં વસંતઋતુમાં વટવામાં આવેલા એક શેરડીના ખેતરમાં વાંચક આપણે વિચરવું પડશે. આ ખેતર બેમા પટેલનું છે. આજે શેરડીનો વાઢ હોવાથી ધર્મધજા ચઢાવવામાં આવી છે અને બેમા પટેલ, તેમનો દસ વર્ષનો પુત્ર રાજો પટેલ તથા તેની ત્રણ વર્ષની બેન તેમજ પટલાણી ઉપરાંત સગાંવહાલાં, ગામનાં ઓળખીતાં, ચારણ, બારોટ, ફકીર, સાધુ, વિગેરે અને શહેરમાં જ્યારે મળવા જાય ત્યારે ફકત આ પાનાર શહેરી, વ્યાજે રકમ ધીરનાર વાણોતર, શેઠ વિગેરે સર્વે શેરડીનો રસ, વિના સંકોચે પી રહ્યાં હતાં પટેલનું કુટુંબ સરભરા કરનાર એટલે બાકી શું હોય? શેરડીના રસ ઉપરાંત એક ખુણામાં ગામના મનુ મહારાજ બે ત્રણ માટલામાં ઉંધીઆની તૈયારી કરી રહ્યા હતા, અને બાજુમાં લીલાં કેરાં અને

હસણુની ચટણીઓ વટાઇ રહી. હતી મહેમાનો મઝા લુંટી રહ્યા હતા અને સાંજ સુધી ભોળા પટેલના હિસાબે ઉદરને આહુતી આપવાની આશામાં સેંકડે આઠ ટકા વ્યાજ લેનાર શહેરી શેઠ સુદ્ધાંત સર્વે મલકાતા હતા. પટેલ જેટલા સરળ, ભોળા અને ઉદાર હતાં તેટલાજ ખોટી ખુશામતને વશ થનાર, ટુંકી ગણત્રીના અને કાચા કાનના હતા.

પટેલ પાસે શેરડીનું ખેતર ઉપરાંત પચાસ આંબા પણ હતા, અને જો સીધે માર્ગે ખર્ચ કરાય તો સારે માઠે પ્રસંગે યોગ્ય નાતવરામાં અને વ્યવહાર વિગેરેમાં ખર્ચતાં પૈસો સાત પેઢી ખુટે તેમ નહતું. તે વખતે ખેતી સિવાય બીજો વ્યવસાય કરવાનું કણબી કોમમાં સદ્દભાગ્યે સુઝયું નહોતું. " ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ટ ચાકરી, અને અધમ ભિક્ષા ચાર, " એ સુત્રને બ્રાહ્મણથી માંડી ભીલ માનવા આનાકાની કરતા નહિ. થોડે દૂર અમદાવાદ શહેરમાં ચરખો ( મીલ ) પોતાનું સામ્રાજ્ય ધીમેધીમે ફેલાવી રહ્યો હતો અને પોતાની સોનેરી ઝેરી જાળમાં ફસાવી આજીવન નોકરીઆત અને કરજદાર તથા વિલાસી બનાવવા નબળા કામધંધા વગરના અને શહેરના મોહમાં મુગ્ધ થનારા ગામડીઆઓને વાંદરાના કસાઇખાનામાં પુંછડે ખેંચાઇ આવતી ગાયોની માફક ખેંચી રહ્યો હતો. એકંદર રીતે ખેમા પટેલનુ કુટુંબ સાધારણ સ્થિતિનું હોવાથી તેને વહાલું વટવા વતન મૂકી શહેરમાં જવાની જરૂર પડે તેમ નહોતું.

પણ પાડોશનો પરસોતમ પટેલ અમદાવાદમાં રણછોડભાઇના રેંટીયા અર્થાત્ મિલમા માસિક રૂ. ૧૫ાા થી એકાદ વર્ષ પહેલાંથીજ જોડાયો હતો, અને એમ કહેવાતું કે તેણે હજી ગઇજ દિવાળી ઉપર નોકરી કરતાં નવમાસ થયા હતા, છતાં રૂ. ૧૦૧) રોકડા જમીનમાં દાટી દીધા હતા. ખરૂં ખોટું પ્રભુ જાણે પણ આ અફવા પરસોતમના બહોળા ખરચ અને ટાપટીપ ભર્યા પોષાકને લીધે તેમના એક ખુશામતખોર ગોહીયા દેવા મહારાજે અમદાવાદ ગયા ત્યારે હોટલમાં પચેલી ચા અને તેવી દોસ્તીના પ્રતાપે ઉરાડી હતી. પસાને જો કોઈ ખરી વાત સામદામથી પૂછે તો તેમ જણાયા વિના ન રહે કે તેને રૂ. ૫૦ ) મિલના પહેરેગીર કાબુલીનું રૂપીએ રૂપીઆ વ્યાજથી કરજ હતું; અને આ બધી ભાડુતી લીલા તે ગામમાં આવતો ત્યારેજ ચાર દિવસની ચાંદની માફક ભજવાતી. આ વીસમી સદીમાં મુંબાઇ કલકતા કે રંગુનમાં હજારો રૂપીઆ દેવું હોય પણ દેશમાં દંભ રાખી દામ દર્શાવનારા પસા પટેલ જેવા અનેક પડયા છે. પંદર વર્ષના

પસા સાથે આ ડોળથી દોરાઇ અફવાને માન આપી પુત્ર રાજાની ઇચ્છાને માન આપી પોતાની પુત્રીનું ખેમા પટેલે સગપણ કર્યું અને બીજે વર્ષેજ લગ્ન કરવાનો વખત હોવાથી ( બાર વર્ષે લગ્ન ગાળો કણબીમાંજ આવતો હતો ) લગ્ન પણ કરી નાખ્યું. બસ આ લગ્નથીજ ખેમા પટેલ અને તેના વંશના વિનાશનાં મૂળ રોપાયાં અને કાશીના લગ્નમાં ( ખેમા પટેલની પુત્રી ) ખેમા પટેલ અને રાજો મહાલ્યા અને પૈસા ખર્ચ્યાં તેજ છેવટનો લ્હાવો લીધો.

વખત જતાં વાર લાગે છે ? પંદર વર્ષમાં તો અવનવા ફેરફાર થઈ ગયા ખેમા પટેલ અને પટલાણી દેવલોક પામ્યાં અને કારજમાં શેલડીનું ખેતર અને આંબા શહેરી વણીકે પડાવી લીધા કેમકે વ્યાજમાં અને દેવામાં સર્વ સ્વાહા થઈ જતું હતું, એમ અનાથ રાજાના મગજમાં પસાભાએ ઠસાવ્યું. પસા પટેલે એજ શેઠની મુનીમની જગ્યા લીધી હતી અને રાજાને માસિક રૂ ૯) થી માધુભાઇની મિલમાં ઘણી વગસગ ચલાવ્યાનો દેખાવ કરી રખાવ્યો હતો. એમ કહેવાતું કે પસા મુનિમે આ ખેતર તેમજ આંબામાં તો શેઠ પાસેથી સારી સુખડી મેળવી કબજો અપાવ્યો હતો; પરંતુ તે રકમ, સુખડીની રકમ, કાશીને તેના બાપે આપેલાં ઘરેણાં વિગેરે સર્વ ખલાસ થઈ ગયું હતું, અને ઉલટું કરજનો મેરૂ પસાની પીઠ ઉપર હતો, કેમકે મી. પરસોતમ પટેલ શરાબ, જુગાર અને સટ્ટાના પરમ ઉપાસક હતા, અને લડાઇ ચાલતી હોવાથી એકદમ ધનવાન થવાની મિથ્યાભ્રમણાથી જોટાના પાટના દાવ ખેલતા હતા. બે વર્ષમાં તો બિચારી કાશી સત્તર વર્ષની યુવાન વયમાંજ પતિના પરાક્રમથી ધરાઇ, તેની બેદરકારીથી પીડાઇ, અત્યંત ગરિબાઇને લીધે, દવા દૂધના અભાવે ક્ષયરોગના જીવલેણ રોગથી ઘસાઇ પોતાના ભાઈ રાજા પટેલની માસિક રૂ.૮) ની અંધારી ઓરડીમાં ચુડા ચાંલ્લા સાથે પ્રભુની સમક્ષ, આ ગરિબ ગાય હિંદુસંસાર વિરૂદ્ધ ફરિયાદ કરવા સીધાવી ગઈ; અને તે વખતે તેનો હાથ ઝાલનાર પતિરાજ પોતાના જેવા પાંચ દોસ્તોને શાહપુરમાં પેસ્તનજીના પીઠામાં લાલપાણીની લ્હેર કરાવતો હતો ! ! !

બીજા સાત વર્ષ વીતી ગયાં. સત્તરના સત્યાગ્રહ અને વીસ એકવીસના અસહકારની છાપ ત્રીસ વર્ષના રાજા પટેલ ઉપર પડ્યા વિના રહી નહોતી. તે લખી વાંચી શકતો અને પોતાની રૂ. ૧૮ ) ની આવકમાંથી પાંચ પૈસાનું નવજીવન અઠવાડીયામાં એકવાર કે બેવાર જેમ પ્રકટ થતું તેમ લઇ પહેલેથી છેલ્લે સુધી વાંચ્યા વિના રહેતો નહિ. મહાસભાના સભાસદ થવામાં તે માન સમજતો અને સને ૧૯૨૧ ના ગાંધીજીના અમદાવાદ

મહાસભાના વાસ્તવિક સ્વરાજ્ય દશ્યથી ઉત્સાહિત થઇ, સરકારી કોલેજ મૂકી તેમાં દાખલ થતા વિદ્યાર્થી માફક નહિ, પરંતુ એક સાચી ધગશવાળા સ્વરાજ્યવાદી માફક તેણે પોતાની મિલની નોકરી જેને તે "શેતાની ચરખા" ની ગુલામી કહેતો, તેને તિલાંજલી આપી દીધી હતી.

પોતાની બેનના અવસાન પછી બચાવેલા બસો રૂપીઆની મુડીથી તેણે બે શાળો અને પચીસ રેંટીઆ ખરીદ્યા અને પોતાના ગામમાંજ પોતાના બાપીકા ખેતરની સ્હામે એક છાપરી ઉભી કરી "રાજ રેંટીઆ" સંસ્થા સ્થાપી હતી. ગામની ચાકરી વગરના લોકોને અને અનાથ વિધવાઓને રૂ૦ા ના રોજથી તે રોકતો. પહેલાં તેનો હેતુ ગામ લોક સમજ્યા નહિ, તેથી ત્હેને હસી કાઢતા પણ બે વર્ષમાંજ સતત શ્રમ, સાદો ખોરાક, શુદ્ધ સ્વદેશી ખાદીનો પોષાક અને સાફ દાનતથી તેણે કારીગરો, ગ્રાહકો અને ગામનાં માણસોનાં દીલ જીતી લીધાં. પૈસો પૈસાને તાણી લાવે તેમ રાજા પટેલ રેંટીઆના રણકારથી ગરિબ અને દેવાદાર મટી પૈસાવાળા થયા અને બેએક સ્થળેથી માગાં પણ આવ્યાં પણ તેમણે ગાંધીજીના બ્રહ્મચર્ય પાલનના સિદ્ધાંતને માન આપી લગ્ન કરવા ના પાડી દીધી.

સને ચોવીસની સાલ ચાલે છે. અને મહાત્મા ગાંધી યરોડાશ્રમમાંથી સાસુના શ્રમમાં થઈ, જુહુમાં આરામ લઇ, લોકલમાં ત્રીજા વર્ગમાં એક સામાન્ય ઉતારૂ માફક સત્યાગ્રહાશ્રમમાં જવા અમદાવાદ તરફ પ્રયાણ કરી રહ્યા છે. તેમના ડબામાંજ આપણા રાજાભાઈ પટેલ, જે પોતે બનાવેલો નવીન રેંટીઓ લઈ પરીક્ષા કરાવવા આશ્રમમાં જતા હતા તે બેઠા. મહાત્માજીને તેમણે પોતાના સર્વ વૃતાંત અથથી ઇતિ સુધી કહ્યો. આધુનિક આખા આલમના હૃદયેશ્વરની આંખમાં હર્ષના આંસુ આવ્યાં અને તે પોકારી ઉઠયા, કે તેત્રીસકોટી હિંદની પ્રજામાંથી જો ત્હારા જેવા ચુસ્ત મન વાણી અને કર્મથી કાર્ય કરવાની ધગશવાળા ફકત સોજ મહાવીર કાર્ય કર્તા સૈનિકો દેશને મળે તો સ્વરાજ્ય આપોઆપ યોગ્યતાથીજ મળે. ગાંધીજીએ પોતાના આશ્રમમાં પ્રવેશ કરતાં રાજા પટેલની વાતો સર્વને કહી તેમને ઓળખાવી જણાવ્યું કે આવા સત્યુગના એક પુરૂષને ઉત્પન્ન કરવા છ વર્ષ તો શું પણ ઘણા વર્ષ જેલમાં જવાનું હું પસંદ કરૂં. વાંચક! આ સર્વ પ્રતાપ શેનો? રેંટીઆના રમરમ કરતા રણકારનોજ.

---

## રૂપગર્વિતા.

કાશ્મીરમાં સોળમી સદીમાં **ચંદ્રચુડ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેની રાણીનું નામ **હરિણાક્ષી** હતું. રાજા-રાણી પ્રજાને પોતાના સંતાન તુલ્ય પાળતાં હતાં સર્વ રીતે સુખ હોવા છતાં પ્રૌઢ ઉમ્મરમાં તેમને ઘેર બાળકની પધરામણીના અભાવનો અસંતોષ હતો.

આ જન્મના સુકૃત્યે રાણીએ એક બાળકીને જન્મ આપ્યો. હિમાલય પર્વત ઉપરના બરફ જેવી સુંદર કાંતિવાળી તે કન્યકાનું નામ **સ્ફટીકમાળા** રાખવામાં આવ્યું. કાળવશાત્ રાણી હરિણાક્ષી સ્ફટીકમાળાને પાંચ વર્ષની મુકી મરણ પામી. આથમતા રવિના તેજ માફક ચંદ્રચુડને પોતાની પ્રિય પત્નિ અને લાલનપાલનથી ઉછરતી પુત્રી પ્રત્યેના પ્રેમની વિસ્મૃતિ થવા માંડી.

પુરૂષ જાતિને સહેલું અને હકદાર ગણાતું, તેણે ફરી લગ્ન કર્યું. નવી રાણી **કાંચનમતી** રૂપ રૂપની પરી હતી. જેવી તે રૂપવતી હતી તેવી મિથ્યાભિમાની રૂપગર્વિતા હતી. પોતાના કરતાં કોઇ પણ વધુ સુંદર હોય જ નહિ, તેવી તેની માન્યતા હતી. જ્યારે તે સંસારે આવી ત્યારે પોતાની સાથે એક આરસી લાવી હતી. સવારે ઉઠી પોતાના વાળ સમારી, મ્હો સાફ કરી તે આરસીને પૂછતી કેઃ—

" બોલ બેન મુજ આરસી, ખરેખરી તું વાત;
મમથી અધિક રૂપરાશી કો, જગે વસે સાક્ષાત ? "

આરસી જાદુઇ હતી, તે જવાબ આપતી;

" જગ માંહે તું રૂપવતી, કાંચનમતિ વિખ્યાત. "

રાણી કાંચનમતી આ સાંભળી, મુખ મલકાવી " અંહ " બોલી પાનનું બીડું ચાવી ફુલાઈ ફાળકો થતી.

વખતને વિતતાં વાર લાગે છે ? પાંચ, દશ, પંદર વરસ વીતી ગયાં. સ્ફટીકમાળા તરૂણી થઇ હતી. કાંચનમતી મુગ્ધા મટી પ્રૌઢા થવા માંડી હતી. ગાદી વારસ રણમલના જન્મ પછી વૃદ્ધ રાજા ચંદ્રચુડ તેના હાથમાં રમકડાતુલ્ય થયો હતો.

પણ આ શું ? કાંચનમતી આજે આરસીનો જવાબ સાંભળ્યા પછી પાનથી હોઠ રાતા કરવાને બદલે લાલચોળ વદને કંપી કેમ રહી હતી? હા આજે આરસીએ તેને મનગમતો જવાબ આપવાને બદલે

" જગે સવાઇ તુજ થકી, **સ્ફટીકમાળા જાણ** "

એમ કહ્યું હતું. ગુસ્સાથી તેણીએ આરસી પછાડી. રાજા ચંદ્રચુડને આવ-

વાની વખતે રોષદર્શિતાનો સ્વાંગ તેણે ભજવ્યો. **સ્ફાટીકમાળાના** અવગુણ ગાઈ તેને દેહાંતદંડ દેવાનું વચન લીધું. ગમે તેવા કલ્પિત અને ભયંકર કારણો અને ઓહદને વશ થઈ ભોળા ચંદ્રચુડ રાજાએ પોતાની પુત્રીને કાળને આધીન થવા મારા સાથે અરણ્યમાં મોકલી.

રાક્ષસી હુકમથી વનમાં ઘાતકીકૃત્ય કરવા જનાર મારાને પણ માનવી હૃદય હતું. અપ્સરાને પણ લજવે તેવા રૂપવાળી, હરણાં જેવી નિર્દોષ, અને જગદંબા જેવી ભલી માલીકણની છોકરીને મારતાં તેની હિંમત ન ચાલી. વનમાં સંધ્યાકાળ વખતે **સ્ફાટીકમાળાને** મૂકી તે ચાલ્યો ગયો.

રાત્રી પડતાં **સ્ફાટીકમાળા** હિંસક પશુઓની ત્રાડ સાંભળી દોડી, જીવ બચાવવા દોડતા મૃગ માફક તેણે દોડયા જ કર્યું. એક બાજુ ચળકતી આંખવાળા સિંહની ગુફા તેણે જોઈ ત્યાંથી તે ફરી દોડી. બીજી બાજુ સમાધિમાં બેઠેલા એક યોગીની મઢુલી પાસે તે આવી પહોંચી. આવતાજ તે ઢગલો થઈ પડી ગઇ. યોગીએ તેને દુઃખી પ્રાણી જાણી રહેવા કહ્યું. ગુફાની બહાર પોતે જ હોય ત્યારે ફરવું એમ આદેશ આપ્યો. **સ્ફાટીકમાળા** લાંબી દાઢીવાળા, ઉમ્મર પણ ન કલ્પી શકાય તેવા, ધોળાવાળવાળા વૃદ્ધ યોગીને ત્યાં રહી.

ત્રણેક માસ આમ વીતી ગયા. યોગી સરિતામાં સ્નાન કરવા ગયા હતા. **સ્ફાટીકમાળા** કુતુહલના કારણથી બહાર ફરવા નીકળી. રાણીનો હજુરીઓ શીકારે આવેલો તેણે તેને જોઇ, ઓળખી મારતે ઘોડે **કાંચનમતીની** રૂબરૂ જઈ ખબર આપી. પેલા મારાનો અવળી ઘાણીએ પીલાઈ મરો થયો.

પોતે પછાડેલી આરસી ભાંગી ભૂકો થયેલી હોવાથી રાણી કાંચનમતીને **સ્ફાટીકમાળા** જીવે છે એની જાણ નહોતી. સ્વપ્ને પણ ન ધારેલી આ વાતની ખબર પડતાં તેણે ફાટેલાં અને મેલાં વસ્ત્ર પહેરી વૃદ્ધ ભીખારણનો વેશ લીધો. એક અંજીર પણ સાથે લીધું. ઝપાટાબંધ હજુરીયાએ બતાવેલે રસ્તે યોગીના આશ્રમે આવી. યોગી નદીએ ગયા જાણી તે **સ્ફાટીકમાળા** પાસે આવી, અને તેટલી મીઠી અને બનાવટી આજીજી ભરેલી વાણીએ તે બોલી "બેન, રોજ જાડા જારના રોટલો ખાઈ તું કંટાળી છે ને? લે આ અંજીર ખા." **સ્ફાટીકમાળા** આ દયાળુ ડોશીએ આપેલા પ્રસાદને ખાઈ ગઈ. અંજીર મોંમાં હતું ને તે ભોંય ઉપર બેભાન નિર્જીવ જેવી થઈ પડી. અંજીરમાં કાતિલ ઝેરની ભૂકી હતી. પોતાની હરીફ સદાને માટે નાશ પામી જાણી રૂપગર્વિતા કાંચનમતી ખુસ થતી ઘેર પાછી વળી.

યોગીએ નદીએથી પાછા ફરતાં આ હત્યાકાંડ જોયો, અત્યાચાર જાણ્યો. માયાથી પર થયેલો તેમનો આત્મા કકળી ઉઠયો. પાસેજ આવેલા પર્વતની ખો પાસે તેમણે ચિતા ખડકી, તે ઉપર શબ ગોઠવી અગ્નિદાહ દેવા જાય છે ત્યાં તેમનો હાથ કોઇએ પકડયો. ગારૂડી જેવા એક મનુષ્યે સ્ફાટીકમાળાના મોમાંથી અંજીર કાઢી લીધું. કાતિલ ઝેરની અસરથી મરણોન્મુખ થયેલી સ્ફાટીકમાળાના મુખમાં તેણે પોતાની પાસેની પાણીની શીશીમાંથી બે ટીપાં પાણી નાખ્યું એટલે તે સ્વપ્નામાંથી જાગતી હોય એમ બેઠી થઇ.

જે કાતિલ ઝેર કાંચનમતીએ વાપર્યું હતું તે ભાવિની ભૂલથાપથી ડબ્બી ઉઘાડી રહેવાથી ત્રણ મિનીટને બદલે ત્રણ કલાકે અસર કરનારૂં બન્યું હતું આ બધી બીના તો એક કલાકમાંજ બની ગઈ.

રાજા ચંદ્રચુડના દરબારમાં આવેલા એક ગુરૂ અને બે ચેલા આજે વટ પાડતા માલુમ પડે છે. રણમલને કરડેલા ઝેરી નાગનું વિષ ઉતારી તેઓએ રાજાને ફરી જીવન આપવા જેવો ઉપકાર કર્યો. રાજાએ માંગવાનું કહેતાં વૃદ્ધ ગુરૂએ પોતાના બે ચેલાનું લગ્ન કરવા માંગણી કરી ! રાજા અને દરબારીઓ બે પુરૂષોનું લગ્ન કરવાની ગુરૂની ઘેલછા પર હસવા માંડયા. ગુરૂએ ઇસારો કરતાં એક ચેલો દરબારમાંથી છટકી ગયો. વૃધ્ધ ગુરૂએ રાજાને તેની પુત્રી જીવાડવાનો ચમત્કાર જોવા પુછયું. રાજાએ રાણી સામે જોઇ “ હા” કહી. ગુરૂએ મંત્ર ભણવાનો ડોળ કરી સ્ફાટીકમાળાને હાજર કરી ! કાંચનમતીની આંખોએ આ બનાવને માનવા નાપાડી. પણ આ સ્વપ્ન નહિ પણ સત્ય છે એમ સમજાયું એટલે તેણે પોતાની આંગળી પરની મુદ્રિકાનો હીરો ચુસી તેણે આપઘાત કર્યો.

ચંદ્રચુડે સર્વ વાત જાણી. યોગીની આજ્ઞાને વશ થઇ સ્ફાટીકમાળાના પ્રાણદાતા ગારૂડા સાથે પોતાની દુહિતાનું સગપણ કર્યું. નેપાળથી શોધ ખોળ કરવા આવેલા રાજ્યજ્યોતિષીએ પોતાના રાજ્યના પાટવી કુંવરને ભર દરબારમાં ઓળખ્યો અને ઓળખાવ્યો. દસ દિવસ બાદ નેપાળથી રાજકુટુંબીઓ આવતાં ધામધુમથી લગ્ન થયાં. સ્ફાટિકમાળા અને મણીન્દ્રકુમાર દંપતી બન્યા.

રણમલને રાજ્યધુરા સોંપી યોગી સાથે જ આ અસાર સંસારની કપટ જાળથી કંટાળી રાજા ચંદ્રચુડ પોતાના આત્માના કલ્યાણ માટે વનમાં ગયો. સ્ફાટિકમાળાએ પોતાની નણંદ કામન્દકીને પોતાના બંધુ રણમલની સ્ત્રી પોતાની ભાભી બનાવી.

# મોહનાં પડળ.

**જ્યોતીષ** અંગ્રેજી પાંચમા ધોરણમાં ભણતો હતો, ત્યારથીજ તેના જીવનનાં બે ધ્યેય માબાપ સગાવહાલાં અને નાતજાતના વાતાવરણે નક્કી કરાવ્યાં હતાં. બી. એ. થઇ લાટ સાહેબ વાઇસરોયની સેક્રેટરીયાટમાં નોકરી લઈ આગળ વધવું અને કોઇ દેશી રાજ્યના દિવાન નીમાવું અને છેલ્લામાંછેલ્લી રીતભાત, વિલાયતી પોષાક અને આંગ્લ ભાષાના ચકચકાટવાળા બળથીજ, તેની જ્ઞાતિના રાવબહાદુર રજનીકાન્તની એકની એક પુત્રી **કમળકીશોરી** જે અંગ્રેજી ચોથી ભણતી હતી તેને પત્નિ તરીકે જીતવી. પહેલી બાબતમાં તે વ્યવહારીક હતો કેમકે કાયસ્થ કોમ નોકરી ઉપર નિર્વાહ ચલાવનારી હોવાથી નોકરી કરી કમાયા સિવાય પત્તો લાગે તેમ નહોતું અને બીજી બાબતમાં બહારના દેખાવથી લલચાઈ તેની પસંદગી રૂપની હતી, ગુણ જાણવાની તેણે દરકાર લીધી નહોતી. જ્ઞાતિના-લગ્ન, મેળાવડા, ભોજન ઇત્યાદિ સર્વ પ્રસંગમાં કમળની આસપાસ ગુંજનાર ભ્રમર માફક **જ્યોતીષ** કોઇપણ નિમિત્તે **કીશોરી** જોડે વાતચીતના પ્રસંગ આણી પરિચય વધારવા પ્રયાસ કરતો અને **'પ્રથમ દ્રષ્ટિએ પ્રેમ'** એ આજની કેળવણીના પ્રયત્ને પરિણામે બંને **અરસપરસ** ખેંચાઇ પરણવાની તાલાવેલીવાળાં બન્યાં હતાં. જ્યોતીષના માબાપે પુરૂં ભણ્યા પછી પરણાવવાની વ્યવસ્થા કરવાનું માથે લીધું. **કીશોરી**ના પિતાશ્રીએ છેલ્લામાં છેલ્લી મહેરબાની ભરી પસંદગી તેઓશ્રી **જ્યોતીષ**ને આપશે એવું જાહેરનામું અસંખ્ય વિનંતીઓના જવાબમાં નાતગોર મારફત, "જોવાશે" એવા જવાબ સાથે પ્રગટ કર્યું હતું. રાવબહાદુર સત્તાનામદવાળા, પૈસાના પુજારી, અને પ્રખર સુધારક હતા. પરંતુ આ બાબતમાં તેઓ એકની એક પુત્રીને સુખી કરવા માંગતા હોવાથી તેણીની રાહે ચાલવા સંમત થયા. **કમળકીશોરી** અને **જ્યોતીષ** વચ્ચે પ્રેમની દ્રષ્ટિકાઇરૂપ વિદ્યા સાંકળ મજબુત બંધાતી ગઇ અને બન્ને એકમેકને જીતવા અભ્યાસ આગળ વધાર્યે ગયાં.

સમયને વિતતાં વાર લાગે છે? બીજાં દસ વર્ષ પસાર થઈ ગયાં. **જ્યોતીષ** અભ્યાસમાં ખંત રાખી, પોતાના જીવન ધ્યેયને સાધવા સર્વ રીતે સફળ થયો. બી. એ. બન્યા પછી દીલ્હિમાં ના• વાઇસરોયના સેક્રેટરીયાટ માટે લેવાતી પરીક્ષા પસાર કરતાં, માસિક રૂ. ૨૫૦) ના પગારે તેની નીમણુંક થઈ. જ્યોતીષને સરકારી અને ખુદ વાઇસરોયની ઓફીસમાં નોકરી મળી

જાણી રાવબહાદુર લોભાયા, લલચાયાં અને **કમળકીશોરી**નું લગ્ન તેની જોડે કરવા નિશ્ચય કર્યો.

**કમળ કીશોરી** પણ મેટ્રીક પાસ થઇ હતી. અત્યારની કેળવણીના સદ્‌ગુણો કરતાં બાહ્ય દોરદમામ અજાણ્યે તેણીને જાળમાં ફસાવી રહ્યો હતો. વિલાયતી કાપડ ઇંગ્લીશ રીતે પહેરવાનો, રમતગમતમાં છુટથી પરાયા પુરૂષો સાથે ભળવાનો અને હરવા ફરવામાં સમય ગાળવાનો તેનો શોખરૂપ વ્યવસાય હતો. **જયોતીષ** સાથે સંવનન, વિવાહ, પછી લગ્ન કરવાનો તેણીનો ઇરાદો હતો પણ પિતાએ જલદી પતાવી દીધું એટલે **જયોતીષ** સાથે તેણીને દિલ્હી–સીમલા રહેવાનું થયું. ત્યાં મનમાન્યા સર્વ મનોરથ તેણીના પુર્ણ થવા માંડયા. જોકે અત્રે **કમળકીશોરી**નું વર્તન અર્ધ આંગ્લ હતું, પણ તેણીનું હૃદય ગુજરાતી ભોળું હતું. **જયોતીષ**ને પોતાની પત્નિને પ્રશંસક મિત્રો હોવાની વાત બહુ ગમતી નહિ, પણ તે મોટું મન રાખી વેઠી લેતો. તેને આવક કરતાં જાવક, સમાજ ખર્ચોને લીધે વધુ થતી લાગતી પણ તેની પણ દેવું કરી ગોઠવણ કરી તે ચલાવતો. આ દંપતિ પોતપોતાના માનેલા સ્વર્ગમાં–**જયોતીષ** સરકારી નોકરીમાં **કીશોરી** ફેશનબાઇના ફંદામાં –સ્વૈચ્છિક વિહરતાં હતાં.

મે મહિનાનો મહાત્મા ગાંધીને મધ્યરાત્રીએ પકડાયાનો યાદગાર ઐતિહાસિક દિવસ કયા હિંદીનું હૃદય ડગમગાવનાર ન કહેવાય? જાગેલી જનતાને " ટીઅર ગેસ "થી ક્ષણવાર અંધ કરી વીખેરવી, કે લાઠીમારથી લુલી પાંગળી કરવી તેની પડદા પાછળ રમત સીમલા સેક્રેટરીએટમાં આપણા ખુશામતીઆ દેશીઓજ ચલાવી રહ્યા હતા. **જયોતીષ** સરકારી નોકર હોવા છતાં મહાત્મા ગાંધી માટે માન ને પ્રેમ હોવાથી બીજે દિવસે કામે ન ગયો. ઉપરી અમલદારે ચીઠી લખી બોલાવી, ધમકાવી ગાંધીજીને ગુંડાના સરદાર કહ્યા. આ સાંભળી **જયોતીષ**ને રગે રગે ઝાળ લાગી. નોકરીનું રાજીનામું ત્યાંને ત્યાં ધસડી આપી સીધો ઘેર આવ્યો. **કમળકીશોરી**એ પોતાની વિલાયતી વિલાસપર કાપ પડતાં **જયોતીષ**ના ઘા ઉપર સીસું રેડયાનું કામ કર્યું. **જયોતીષનું મોહનું પડળ** દુર થયું. **કીશોરી**ને તેના બાપને ઘેર મુકી આવી, ગુજરાતમાં ગામડે ગામડે ઘુમી વિદેશી માલ બહિષ્કારનું તે કામ કરવા મંડયો. સરકારી નજરમાં તેની ત્રણ વર્ષની વફાદારીભરી નોકરી કરતાં ત્રણ મહિનાની દેશની સેવા ખુંચી. એક શહેરમાં એક દુકાનદારને સમજાવી હૃદય પલ્ટો કરવા માટે તેના ઉપર

ચોરીનું તહોમત મુકાયું અને તેને દોઢ વરસ " ક"વર્ગના કેદી તરીકે વિસાપુર જેલમાં મોકલી દેવામાં આવ્યો.

**કમળકીશોરી** આ બનાવથી હબકી ગઇ, અને તેણીનું આર્ય સ્ત્રીહૃદય દ્રવીત થયું. અતિપ્રિય વિલાયતી કાપડ જે તેણીની પાસે હતું તે ઘાસતેલ છાંટી તેણીએ સળગાવી દીધું. તેણીનું પણ **મોહનું પડળ** દૂર થઇ ગયું. ખાદી પહેરવાની ખાનદાની બતાવી તેણીએ પોતાના પતિની અધુરી તપશ્ચર્યા પુર્ણ કરવા માંડી. ગુજરાતમાં **કમળકીશોરીનું** નામ ઉત્તમ સ્ત્રી કાર્યકર્તા તરીકે પ્રખ્યાત થઇ ગયું.

ઘણીવાર માણસને પુરી માટે મહેનત કરે તોએ રોટલાને બદલ રોડાં મળે છે, એમ **જ્યોતીષનો** શરીરનો બાંધો વીસાપુર જેલમાં અમાનુષી વૈતરૂં અને કંગાલ ખોરાકને લીધે ઘસાઇ ગયો. મરણોન્મુખ દશામાં તેને છોડવામાં આવ્યો. **કીશોરીએ** તેની તનતોડ માવજત કરવા માંડી પણ **જ્યોતીષ** તેણીને પોતાના કરતાં દેશસેવાની વધુને વધુ સંભાળ લેવા દબાણ કરતો. પશુ માફક જેલમાં પીસવી પડેલી ચકડીને લીધે **જ્યોતીષની** બગાડેલી શરીરચક્કી નજ સુધરી. **કીશોરીના** ખોળામાંજ તેનો અમર આત્મા દેહ પીંજર છોડી ઉડી ગયો. કુમળી કળી ખીલતાંજ કરમાઇ ગઇ.

સહગમન કરવાની આકાંક્ષાવાળી સ્નેહલમની વિધવા **કમળકીશોરી** એ પોતાને આ જગત શૂન્ય જણાતાં, ચોવીસ કલાકની અંદરજ પોતાને લગ્ન પ્રસંગે વ્હાલા **જ્યોતીષે** આપેલી મુદ્રિકાનો હીરો ચુસી સ્વમરજીથી દેહ પાડી દીધો. **પતિ પાછળ પ્રેમભીની પ્રમદા પરવરી.** છાપાઓમાં આ દંપતિની કથા બે ચાર દિવસ ચર્ચાઇ, ઓળખીતાઓએ તેમના કામને પોતપોતાના દષ્ટિકોણ મુજબ વખાણ્યું અને વખોડયું. કેટલાં તેમને તરંગી ધૂની કહ્યાં તો કોઇક તેમને દેશદીપક શહીદ ગણાવ્યાં.

જગત ગમે તેમ કહે પણ **મોહના પડળ** દુર થતાં તેમને પોતાને જે યોગ્ય લાગે તેજ માર્ગ તેમણે લીધો અને આ યુગધર્મને, પોતાના જવલંત જીવનથી, **" વડીલોને માન, યુવાનોને કામ, ન્હાનાઓને જ્ઞાન"** મહાત્મા ગાંધીની નીંદાને લીધે આપેલા રાજીનામાથી, બહિષ્કારના કામથી અને સરકારી નોકરી એ ગુલામી, અને વિલાયતી વિલાસમાં દેશ દરિદ્ર બને છે, એને બરાબર શીખવનાર **જ્યોતીષ-કીશોરીની** યાદ, **અજર અમર આપણા હૃદય મનમાં છેજ. તથાસ્તુ.**

---

# વિધવાનું સર્વસ્વ.

રૂડા પટેલ વેરે પરણ્યા પછી દસ વરસે, રામબાઇએ એક અભાગી પળે, પતિ ગુમાવ્યો.

એ નિશાશામાં પણ પોતાનો પુત્ર કાળીદાસ જે પાંચ વરસનો હતો, તે મોટો થઇ દુઃખે ભૂલાવશે એવી આશામાં રામબાઇ જીવન વીતાવતાં હતાં. પટેલે એક ખેતર મીલકત તરીકે પાછળ મુકયું હતું, અને એજ ખેતરમાં ઉભી કરેલી ઝુંપડીમાં રામબાઇ પોતાના પુત્ર સાથે રહેતાં હતાં. ગામની વસ્તીનું દળી ખાંડી મહેનતાણું મેળવતાં અને લુખુ પાખુ ખાઇ છોકરાને પરણાવવા માટે ચારસો પાંચસો રૂપીઆ એકઠા કરી ઝુંપડામાં એક ખાડો ખોદી દાટી રાખ્યા હતા. રામબાઇ પોતે દુઃખ વેઠતાં પણ કાળીઆને ખાવા પહેરવા માટે જરીકે દુઃખ પડવા દેતાં નહી. તેમના એકના એક છોકરાને ભણવા નિશાળે મુકયો હતો અને છોકરાને મારે નહિ, અને ભણાવે તેટલા માટે પ્રાણશંકર મહેતાજીને વાર તહેવારે દાન દક્ષિણાને નામે સુધરેલી લાંચ પણ આપી આવતાં.

ચાર વરસ આમ વિતાવ્યાં બાદ જાણે દુઃખ હજી ઓછું હોય તેમ દેવ રૂઠયો. રામબાઇના ના કહેવાની ઉપરવટ થઇ કાળીદાસ મિત્રો સાથે શિવરાત્રીના તહેવારે નદીએ ન્હાવા ગયો. ' ભણ્યો ભૂલે અને તારો ડૂબે, ' એમ કાળીદાસે પોતાનાથી ન્હાની ઉમ્મરના એક કાછીયાના છોકરાને ડૂબતો બચાવવા જતાં, તેણે ભેરવેલી ચૂડને લીધે પ્રવાહમાં ઘસડાયો—તણાયો. રામબાઇ ને ખબર પડતાં તે હૈયાફાટ રૂદન કરતી નદીએ આવી, પણ મૂએલાં કંઈ જીવતાં થાય ? બીજે દિવસે કાળીદાસનું શબ પેલા કાળ સ્વરૂપ કાછીયાના છોકરાના મુડદા સાથે હાથ લાગ્યું. રામબાઈ તો દૈવે નાંખેલા દુઃખથી શીગડું જ થઇ ગઇ હતી. ન હાલે ન ચાલે, ન બોલે, ન રૂએ. ફકત ટગરટગર ગાંડાની માફક કંઈ ઝુંટવી લેવાયું હોય એમ તાકી જોયા કરતી હતી. કાળીદાસને અગ્નિસંસ્કાર તેની બેનના પુત્ર, ગામના મુખી રૂપજીએ કર્યો અને માસીને ગમ ભૂલાવવા રૂપજી પોતાની મા સાથે માસીને ઝુંપડે રહેવા આવ્યો.

ત્રણેક માસ વીતી ગયા. રૂપજી વિધુર હતા. સરકારી દસ રૂપીયાના પગારમાં સ્ત્રી અને બે બાળકોનું ભરણપોષણ કરતાં તેની પાસે રાતી પાઇ બચતી નહોતી, ઉલટું ગામના વાણીયાના સો બસો કરજે લીધા હતા. વિવાહ ગાળામાં ફરી તેનું ચોકઠું ગોઠવાય એમ હતું. બેન આગળ દુઃખ

રડતાં રામબાઇએ કાળીદાસના લગ્ન માટે એકઠા કરેલા પાંચસો રૂપીઆ સબંધી વાત પણ કહી દીધી. રૂપજીને મા મારફત આ મૂડીની ખબર પડતાં તે ક્યાં છે તે જાણવા શામ, દામ, દંડ, ભેદની નીતિ અજમાવવા માંડી. રામબાઇએ રોજ થતા ઝઘડાથી ત્રાસી પૈસાનું સ્થાન બતાવી દીધું. રામબાઇ પાસેથી ઉછીના લેવાનું બ્હાનું બતાવી રૂપજીએ રૂપીઆ લઇ લીધા. તેજ પૈસાવડે કાળીદાસ માટે નક્કી કરેલી કન્યા સાથે તેણે લગ્ન કરી લીધુ. નવીનો પગ ઘરમાં સ્થિર થતાં માસીનો પગ ટાળવા તેણે તરકીબ કરવા માંડી. વિના કારણ રામબાઇની સગવડ સાચવવાને બદલે, રૂપજી તેની સ્ત્રી અને મા "દાઝ્યા પર ડહામ માફક" સતામણી કરવા લાગ્યાં. ખેતરમાં ઉભા પાકને તેઓ લ્હેણદાર વાણીયાને દેવા પેટે વેચવા ગડમથલ કરવા લાગ્યાં.

ગામના ઘણા ખેડુતો ચાલુ ચળવળને માન આપી કર ન ભરવા તૈયાર થયા. રામબાઇ પણ વીરાંગનાને છાજે એવા વૃધ્ધવયે નિડરતાને લીધે ઉપજેલા જુસ્સાથી કર ન ભરવા તૈયાર થઇ.

સરકારનું લૂણ ખાનાર રૂપજી મુખીથી આ કેમ સંખાય ? તેણે ભાડુતી ગુંડાઓની મદદથી પાક અને ઝુંપડાં, પડદા પાછળ રહી બળાવી નાંખવાની ચળવળ ચલાવવી શરૂ કરી દીધી.

ભોળી માસી રામબાઇને કર ભરવાની ના કહેવા બદલ, પાંચસો રૂપીઆ સરકારી તીજોરીમાં ભરી દીધાનું ઠસાવ્યું.પોતે દેવામાંથી છુટો થયો છે એમ જણાવવા પાંચસો રૂપીઆની બનાવટી પાવતી પણ બતાવી દીધી. સરકારી કરની રકમ તો એણે બાકી બતાવી. વાણીયાને સાથે લઇ, તે જપ્તી કરવા ખેતરમાં આવ્યો. પોતાનીજ બેસવાની ડાળ પર તેણે સત્તાનો કુહાડો અજમાવ્યો. રામબાઇ આ પ્રસંગે મૌન સેવતાં, વિધવાનું ખેતરમાંનું સર્વસ્વ, સરકારી લ્હેણાના ઓથા નીચે તે શત્રુ ઉઠાવી ગયો. વાણીયાને પોતાનું લ્હેણું વ્યાજ સાથે રૂપીઆ કરતાં વધુ નફાકારક દાણામાં મળી ગયું. બીચારી રામબાઇ કોઇ બેલી ન હોવાને લીધે સ્વાર્થી સત્તાવાળા સગા ભાણેજને હાથે લુટાઇ ગઇ.

આટલું પુરતું ન હોય તેમ તેજ રાત્રે રામબાઇના ઝુંપડામાં અગ્નિદેવે દર્શન દીધાં. રૂપજીની સ્ત્રી તો સાંજથી પોતાના ધણીના હુકમથી પીયર ગઇ હતી.

રૂપજી અને તેના બે બાળકો ગામના ચોરે ચાપાણી અને તરગાળાની ભવાઇ જોવા ગયાં હતાં. રૂપજીની માને તેડવા રાવણીયો આવ્યો હતો,

પણ તેણીના પેટમાં શળ આવતું હોવાથી રાવણીયાને પાછો વાળી રામબાઈ વૈદરાજને ત્યાં ફાકી લેવા ગઇ હતી. આગ ઝુંપડામાં જલદી ફેલાઇ અને રૂપજીની મા બ્હાર નીકળી શકે તે પહેલાં ભડથું થઈ ગઈ.

રૂપજીને રાવણીયો પાછો આવતાં અકળવિકળ થવા માંડી. તે દોડતો ખેતરે આવ્યો. પણ ઘણોજ મોડો પડયો. પોતાની માસીને સદાને માટે બોલતાં બંધ કરવાના કારસ્થાનમાં, કુલાંગરની જનેતા હોવાનું નાપસંદ હોય તેમ તેની જનની સગી મા હોમાઇ ગઈ.

પાપ પ્રકાશ્યા વગર રહે નહી તેમ તેની નવી બૈરીને હડકાયું કુતરૂં તેજ રાત્રે કરડયું અને ધનુર્વાના રોગથી બે દિવસમાં તે પણ મરણ પામી. જે સ્ત્રી માટે માસી રામબાઇના પૈસા જોર જુલમથી ઝુંટવી લીધા હતા, તે આમ અચાનક મરણ પામી જાણી રૂપજી બેફામ થઇ ગયો.

વિધિએ મારેલા મૂઢ મારથી તેનું પત્થર જેવું હૃદય પણ માખણથી નરમ થઈ ગયું, પણ પોતાની ભૂલ સુધારે કે પશ્ચાતાપ કરી શકે તે પહેલા હૃદય બંધ પડવાથી તે ગુજરી ગયો. મરણ બધાને છે પણ કાળ કહેણી રહી ગઇ.

રામબાઈ પોતાનું સર્વસ્વ ગુમાવ્યા છતાં માનવી લાગણી ગુમાવી બેઠી નહોતી. પોતાના મૃત ભાણેજનાં બે સંતાનને ઉછેરવા જ તે જીવતી રહી હોય એમ તેને લાગ્યું અને "ભગવાનની જેવી મરજી" સમજી વૃદ્ધવયે થાય એટલી સખ્ત મજુરી કરી પોતાનો "અપકાર પર ઉપકાર" કરવાનો ગુણ ન ત્યજી શકી.

---

# લોટરીની લાહ્યમાં

મુંબઇમાં માધવબાગ પાસે આવેલા પાંજરાપોળની ગલીના માળામાં બીજે દાદરે આવેલી ૨૨ નંબરની ખોલીમાં, હાલમાં ૩૪ વરસની વયનો એક આધેડ પુરૂષ જેના વાળ અકાળે સફેદ થઇ ગયા છે, અને જેના ડાચાં બેસી પાંચ વરસ વધૂ વૃદ્ધ દેખાડતાં હતાં તે લમણે હાથ મુકી "હે રામ, મ્હારી આ દશા?" એમ બોલતો આંસુ સારતો બેઠો છે. બીચારાની ઓરડીનું આઠ માસનું ભાડું, મોદીનું ત્રણ માસની અઠયાસી રૂપીઆ આઠ આના અને ત્રણ પાઈ લ્હેણી રકમનું સાલ અને બીજું, તેને ગૃહસ્થાઇની ચ્હેરા ઉપર છાપ હોવા છતાં દારીદ્રદેવના ચેલા તરીકે ઓળખાવી આપણા આ લધુ લેખની સૂત્રધાર પદવી પુરી પાડે છે.

આ ઓરડીમાં એક ત્રણ માસની રડતી બાળકી અને આપણી વાતનો નાયક શ્રીકાંત મેલાં કપડાં, ત્રાસિત ચહેરો વ્યકત કરતાં, " હવે શું કરવું ?" એ મોટા સવાલ ઉપર રાતના બાર વાગી ગયા છતાં ભગીરથ મનોરથ ચલાવતો બેઠેલો છે. આ વ્યકતી કોણ, બાળકી કોણ, તેના આ ઉદ્ગાર શાથી તેને આ સ્થિતિ આવવાનું કારણ શું એ તપાસવા આપણે થોડો સમય પાછા હટવું પડશે.

સુરતમાં સગરામપરામાં જમીનદાર જમીયતરાયની હવેલી પાસે, ઓગણીસોની સાલમાં દિવાળી ટાંકણે દિપમાળ અને ફટાકડા ફુટતા જોઈ આપણને હિંદુ ત્હેવારની ઝાંખી કઈક અંશે થાય છે. વૃદ્ધ જમીયતરાય કસ્બી કપડાં પહેરી ચોપડા પૂજન ગોરના કહ્યા પ્રમાણે વિધિથી કરી રહ્યા છે. તેમની ધર્મ પત્નિ ધનકોર દાગીના પહેરી પુજાના અર્ઘ્ય માટે જોઇતી સામગ્રી રૂમ ઝુમ કરતાં લાવી આપે છે. આજુબાજુ વૃધ્ધ નોકરથી માંડી મહેતા, મુનીમ, ગુમાસ્તા વિગેરે પૂજા પછી દિવાળીની સુખડી ( ઓણી ) મળવાની આશામાં મગ્ન મનથી પુજાનો પ્રકાર નીહાળી રહ્યા છે. ઘરમાં એક બાજુ રસોડામાં રાયજી સાહેબની બેનની દેખરેખ નીચે સગા સંબંધીની સ્ત્રીઓ ફરસાણ અને પકવાન બનાવી રહી છે, અને આંગણામાં તેમનો નવ વરસનો ચિરંજીવી શ્રીકાંત અને તેની બાર વરસની બેન અન્નપુર્ણા ક્યારે પૂજા પુરી થવાની ખબર મળે અને ફટાકડા ફોડાય તેની રાહ જોતા આતુર નજરે ઉભેલાં છે. રાયજી સાહેબના ઘરને થયેલી દિપમાળ જોવા સારી ઠઠ શેરીમાં જોઈ જાણે દિવાળી લગ્ન પ્રસંગ ન હોય એમ ત્રાહીતને ખ્યાલ કરાવતી હતી.

રાયજી સાહેબ તેમની બ્રહ્મક્ષત્રિય નાતિમાં બે પૈસે સુખી, સરકાર દરબારમાં વગવસીલાવાળા અને મોટા પરાક્રમી વડવાઓથી ખ્યાતી પામેલા ખાનદાન કુટુંબના હોવાથી, નાતજાત અને આડોશી પાડોશી તેમજ ઓળખીતા પિછાનવાળાઓને આશ્રય અને આદર્શ રૂપ હતા. ચાલુ જમાના મુજબ " હું ને મ્હારી વહુ અને આવી ગયું સહુ " એવી સંકુચીત ભાવના તે સમયમાં જન્મ પામેલી ન હોવાથી અને " ખાઈ જાણે તે ખવડાવી જાણે " એવા અસલી ખાનદાન સ્વભાવવાળા રાયજી સાથે જમતા વખતે પચાસ માણસની પંગત સ્હેજે થતી અને આવા દિવાળી જેવા તહેવારમાં તો સહેજ બસો અઢીસો માણસની હાજરી એ કાંઇ નવાઈ જેવું તો નજ લેખાય. પોતાના ભાઇનાં છોકરાં ઇત્યાદિ કુટુંબીઓ, ભાણેજાં

અને શ્રીકાંત જોડે સગપણ કરવામાં આવેલી સમોવડી નિર્મળા, અને અન્નપુર્ણાના ભાવિ વર અનુકુલરાય વિગેરેને, પૂજા પછી, ધારી પુરી, બીરંજ મઠો અને ફરસાણ વિગેરેની ઉજાણી કરાવી, રાત્રે બાર વાગે રાયજી સાહેબ અને તેમની ધર્મપત્નિ પોતાના વફાદાર વૃધ્ધ નોકરને સગા ભાઈ માફક થોડે દુર પણ સાથે લઈ, નિરાંતે જમાડતા જમ્યાં. જ્યારે મનુષ્ય હૃદય આવી ઉદાર ભાવના રાખે ત્યારે લક્ષ્મી વાસો કરવાને કેમ જરીકે આનાકાની કરી શકે?

"એક સરખા દિવસ સઘળા કોઈના જાતા નથી" એ મુજબ દસ વરસ પછી વૃદ્ધ રાયજી સાહેબના ઘરની દિવાળીની દશા બદલાઈ હોળીની બેઠી. વૃદ્ધા ધનકોર અને ત્રણ માસે જમીનદાર જમીયતરામ એક વરસની ઉપરજ દીકરીના કન્યાદાનનું પુણ્ય મેળવી, અને ત્રણ વખત મેટ્રીકમાં પરીક્ષકોના મનાતા દ્વેષને લીધેજ નાપાસ થતા, શ્રીકાંતને પૈસાના અને આબરૂના બળે પરણાવવાની ફરજ બજાવી, બે વરસ પહેલાજ પંચત્વ પામ્યાના, અને બાપને મા પાછળ, સમય ન સમજતાં કરેલા ક્રીયા ખર્ચને લીધે, તેમજ બેઠા બાપ કમાઇ ઉરાડવાના શ્રીકાંતના વ્યવસાયને લીધે લગભગ જાગીરદારે મુકેલી સાઠ સીત્તેર હજારની જંગમ મીલકતની તીજોરીના તળીયાં દેખાયાં હતાં. રાયજી સાહેબના પાંચ દસ હજારના ખેતરો અને જુની હવેલી અને જમીનદારનું મોટું નામ એજ પુરાંત બાકી હતી.

બીજા બે વરસમાં અન્નપુર્ણાનાં શ્રીમંત પ્રસંગમાં પાછા વખાણને વાવાઝોડે શ્રીકાંતને નાતીલાઓએ ચડાવી, સમય સમજી ગયેલી, નિર્મળાની 'ના'ને ન ગણકારી, રિવાજથી ચાર ગણો ખરચ અને નાત કરાવી રહ્યો સહ્યો માલ, રૂપાના વાસણ અને ત્રાંબાના પિતળના મોટા ચરૂ પવાલાં અને જરીનાં સેલાં સાલ ઇત્યાદિ બજારમાં છાનાં રૂપીએ આઠ આની કીમતે વેચાવી શ્રીમંતાઇમાંથી ગરીબાઈના કાંઠે લાવી દીધો.

હવે શ્રીકાંતને નિર્મળાની શિખામણ ધ્યાનમાં લઇ કમાવા માટે વિચાર કરવાની અને પૈસા માટે પ્રયાસ કરવાની બુદ્ધિ સુઝી, અને ઓળખાતા પિછાનવાળા જે રાયજી સાહેબના વખતમાં હવેલીમાં પડયા પાથર્યા રહેતા તેમની ખુશામત કરી મુંબાઇમાં ચર્ચગેટ સ્ટેશને લોકો ખાતામાં રૂ. ૫૦ ના માસીક દરમાયાથી નોકરી મેળવી.

ત્રેવીસ વરસની ઉમ્મરે શ્રીકાંત પોતાની નોકરીમાં મુંબઇમાં જોડાયો.

જમીનદારનો, અમલદારી ચલાવવા યોગ્ય, એકનો એકનો ગર્ભશ્રીમંત

પુત્ર હલકામાં હલકી કહેવાતી " પોસ્ટ પોલીસ ને રેલ્વે " ની ધુંસરીમાં જોડાયો.

ઉપરોક્ત માધવબાગવાળી ઓરડીમાં માસીક રૂ. ૯ ઠરાવી રૂા. ૫૦ પાઘડી પેટે મેહેતાજીને આપી ભાડે લીધી. એક માસમાં જોઇતો સામાન ચોરબજાર, નળબજાર અને ભૂલેશ્વરમાંથી વસાવી નિર્મળાને મુંબાઈ તેડાવી લીધી. સુરતમાં રહેલી ગીરો મુકાયલી સ્થાવર મિલકત તો વ્યાજનાપુરમાં એવી જળમય બની ગઇ હતી કે શ્રીકાંતની ત્રીજી પેઢી પણ ભાગ્યે છોડાવી શકે.

જેમ ડુબતો માણસ તૃણ પકડીને તરવાની હિંમત ધરે તેમ છેલ્લા દસકામાં આપણી વાર્તાના નાયક શ્રીકાંતે વડીલોપાર્જીત મિલકત ગીરોના બંધનમાંથી મુકત કરવા એક અજબ ઉપાય અજમાવવા માંડયો.

તેના ખાતામાં એક સોર્ટરના પોર્ટરને રૂા. ૫૦૦૦ ) ની ગોવા લોટરીનું ઇનામ લાગ્યાની વાત સાંભળી, શ્રીકાંતે દરમાસે લગભગ અડધા ઉપરાંત પગારના નાણાં અને ચેરીમેરીના મળતા પૈસા અને કેટલાક વખત મિત્રો કને ઉછીતા લીધેલા નાણાં, ગોવાની લોટરીમાં નાંખવા માંડયા. પહેલે વરસે રૂા. ૩૮૦ ), બીજે વરસે રૂા. ૫૨૦ ), ત્રીજે વરસે રૂા. ૬૪૦ ) અને છેલ્લા ત્રણ વરસમાં તો ઘર જમીન લેણદારોને પાણીને મૂલે વેચી અને ઘરમાંથી નિર્મળાનો દાગીનો વિગેરે ગીરો મુકી રૂા. ૨૨૩૫ ) લોટરીમાં નાંખ્યા. પરંતુ ઇનામને બદલે ટીકીટ નીકળતાં સુધી મૃગજળવત મિથ્યા મમતા, આશા, ઉજાગરો મળતાં દેવું અને છેવટે શૂન્યમાં પરિણામ રૂપ દાવાનળ નિર્દોષ નિર્મળા જેવી કોમળ યુવતીને અન્ન વસ્ત્ર અને પતિ સુખના અભાવ રૂપી અકાળે મારનારૂં ધીરૂં પણ કાતિલ હલાહલ વિષ રૂપ થતું. બિચારીની આશા ભરી ખાનદાન કુટુંબની ગૃહવધૂની દોહદ ઇચ્છા રૂપ શ્રીમંત ન કરવાની કુટુંબ ઉપર આબરૂને કાળો ડાઘ લગાડવાની કલંકીત દશા શ્રીકાંતને મળ્યું. લોટરીની ધૂનવાળા શ્રીકાંતે આરામ, ગૃહ સગવડ, પોતાની તંદુરસ્તી, નાત જાતમાં દેસાઈ રાયજી કુટુંબની આબરૂ, અને નોકરીની જવાબદારી બધાને તિલાંજલી આપી હતી

"વ્હાલા તમે ખોટી આશા હવે મુકી દ્યો. જેવી તમારી લોટરી મળવાની આશા હતી તેવીજ મ્હારી બચવાની આશા છે. પૈસેટકે આપણે પાયમાલ થયાં, હું હવે થોડા દિવસની આ દુનિયામાં મેમાન છું. મ્હારે બદલે આવનાર શોકયને, આ છોકરીને અને તમારી જાતને સુખી કરવા માંગતા હો તો લોટરીની વાત મુકી દ્યો. " આમ ત્રુટક શબ્દ બોલનાર વ્યકિત

આપણી વાર્તાના નાયકની સ્ત્રી નિર્મળા છે. એ માસ પહેલાં તેણી આમ શ્રીકાંતને કહેતી હતી. શ્રીકાંતનું ધ્યાન તેણીની રોગગ્રસ્ત હાલત, કે એક માસની પુત્રીના કરતાં છ માસ પછી ખી ૦૧૨૩૪ નંબરની ગોવા લોટરીમાં હતું એ લોટરીનો તડાકો લાગે તો પોતે લીધેલા હવેલી ઉપરના રૂપીઆ ભરી દઈ આપીકુ મકાન પાછું લેવાની, સુવાવડમાં માવજતની ખામીને લીધે સુવારોગનો ભોગ થયેલી નિર્મળાની જીંદગી બચાવવાની, અને રેલ્વેની કઠણુ અને ઉપરીના મહેણા ખાઇને કરાતી નફટ નોકરીમાંથી મુક્ત થવાની, ઇત્યાદિ ઇત્યાદિ આશા કલ્પનાના તરંગમાં શ્રીકાંત ગોથાં ખાતો હતો.

આ બન્યા પછી " તુલસી સમય બલવાન હય " એ મુજબ શ્રીકાંતની પડતી દશાના પ્રથમ પગથીયાં તરીકે તેની ગૃહપત્નિ નિર્મળા બાળકીને મુકી બાર દિવસમાં આ ફાની દુનીયા તજી ગઇ.

મોટા વૈભવવાળા કુટુંબમાં પત્નિપદ મળ્યું હતું, છતાં રંક કુટુંબનું પુત્રીપણું ન ભૂલનાર, " ખાવે પીવે દિવાળી અને ઉગરે ઉચાટ " ની સુરતી પ્રજાની દૂષણયુકત નીતિથી મુકત, નામ પ્રમાણે નિર્મળ ચારિત્ર્યની નિર્મળાના પંચભૂતના શરીર આત્માનું પૃથકરણ સોનાપુરમાં સંપૂર્ણ થઈ ગયુ.

ઉપલો બનાવ બન્યા પછી ચાર દિવસે આપણે શ્રીકાંતને શરૂઆતમાં વર્ણવેલી દશામાં બેઠેલો વાર્તાની શરૂઆતમાં જોઇએ છીએ. એક માસમાં નિર્મળાની પુત્રી માતાના સ્તનના દૂધના અભાવે રબરની ટોટીના કૃત્રીમ દૂધની, અન એવી બનાવટી પોષણની અપ્રિય અરૂચીને લીધે, પાણી વગરની માછલી માફક તરફડતી મરણ પામી. આ પ્રમાણે નિર્મળાનું નામ નિશાન સદા માટે લુપ્ત થયું. લોટરીમાં લાખ રૂપીઆ મળે તેથી લાડી, વાડી, ગાડી અને શાખ પાછી મેળવું એવાં રાખ જેવા તરંગ તંતુઓને ગૂંથતો **શ્રીકાંત** વળગી રહ્યો. **જ્યારે મનુષ્ય સર્વ રીતે હતાશ થાય છે ત્યારે તે કેટલી અશકય ભાવિ કલ્પનાઓને મુર્તિમંત કલ્પી શકય ગણે છે, અને તેમાં પણ જ્યારે તે નિરાશ થાય છે ત્યારે તે વિહ્વળ બની મરણીયો થાય છે.**

વ્હાલા વાંચક ! ૩૪ વરસને વીતતાં વાર ન લાગી તો તેના અડસઠમાં ભાગ છ માસને પસાર થતાં કેટલીવાર ? **ઘડીઆળનો કાંટો, સૂર્યની ગતિ, અને પૃથ્વિનો ક્રમ કોઈથી રોકયાં જાય તેમ નથી.**

જાહેર કરેલી તારીખે, શ્રીકાંતે બી. એ. નું પરિણામ જાણવાને એકઠા થયેલા ઉમેદવારોની, રાણી વાસ પાસે મહારાણી ક્યારે ગાદી વારસ પુત્રને

જન્મ આપે અને વધારી લઈ જવાય તેની પ્રતિક્ષા કરતાં ખવાસની, અને લક્ષાપતિની પુત્રીને પરણવાની માગણી કર્યા પછી પોતાની ઇચ્છા બર આવવાને "હકાર" માં જવાબ મળશે કે નહિ તેવી આતુરતાવાળા ઉમેદવાર કરતા સવાગણી આતુરતાથી લોટરી રીઝલ્ટ જોયું. બી. ૦૧૨૩૩ ને રૂ. ૫૦૦૦ નું ઇનામ લાગ્યું હતું પણ શ્રીકાંતને શૂન્ય મળ્યું હતું. તેણે કોરી આંખે હોઠ પીસી કંઇ નિશ્ચય કર્યો.

વ્હાલા વાંચક ! આ વાર્તાને કરૂણરસના કાળા પડદાએ, પુર્ણાહુતિના છેલ્લા દશ્યમાં ઢાંકી દેવી પડે છે તે માટે લાચારી. **કેમકે વાર્તાના લેખકને કેટલીક વખત કલમને આધીન રહી સત્ય ઘટના રજૂ કરવાની કપરી પણ કડવી ફરજ બજાવવી પડે છે.**

પાંજરાપોળથી સેંડહર્સ્ટ રોડને રસ્તે થઇ ગામદેવી જતાં પૂલનો એક ભુગડો ઓળંગવા રેલ્વે લાઇન ઓળંગવી પડે છે. ત્યાંથી તા.—ઓગસ્ટ ૧૯૨૫ ની રાત્રે પસાર થતી ગુજરાત મેલમાં, કોલાબાના સ્ટેશનેથી લોકલમાં ગ્રાંટરોડ ઉતરેલા, એક નામ નહિ જણાયલા મેલાં વસ્ત્રવાળા ખાનદાન હિંદુ કચરાઇ મરી ગયાની ખબર, બીજે દિવસે સાંજે દૈનિકોમાં પ્રગટ થઇ. કોરોનરે દિવાનાપણામાં કે અકસ્માત મેલ નીચે કચરાઇ મરણ પામ્યાનું જણાવ્યું. શ્રીકાંત ગુમ થયાની ખબર તેનાં બેન બનેવીને થઈ. તેમણે છાપામાં શ્રીકાંતના દેખાવ વિગેરેનું વર્ણન આપી જાહેરાત આપી. પરંતુ મરેલાં કદાપિ છાપું વાંચી પાછા કોઇને ઇનામ અપાવવા આ દુનિયામાં જીવતાં થઇ મળ્યાં સાંભળ્યાં છે કે ? ખોવાયો, દેવું કરી નાસી ગયો, બેરી પાછળ બાવો થઇ ગયો, બાપનું નામ બોળ્યું, વિગેરે વિગેરે બોલતા લોકો એક અઠવાડીયામાં સર્વ ભૂલી ગયા. પરંતુ તેણે **જર, જમીન, જોરૂ (સ્ત્રી), અને જાન ખોયા લોટરીની લાહ્યે.**

આ લઘુ લેખના દયાપાત્ર નાયક શ્રીકાંતને, અસલના અમીર જમીયતરામ જમીનદારને, અને આદર્શ આર્ય અબળા નિર્મળાને, આ નમ્ર લેખક ઇચ્છે છે કે વાંચક નહિજ વિસરે. તેમજ આ વાંચી દયાના આંસુને બદલે લોટરી, રેસ, સટ્ટો ઇત્યાદિ બદીથી દૂર રહેવાની પ્રતિજ્ઞા લેશે તો સિદ્ધિ, રિદ્ધિ, લક્ષ્મી ઇત્યાદિથી અહર્નિશ ભરપુર સકળ જનસમાજ થશે. એવી ભાવના અને ભગવાનને પ્રાર્થના સાથે શાંતિ, શાંતિ, શાંતિ.

---

મહાવીરનું લગ્ન ટોળીના રિવાજ મુજબ થઇ ગયું. બીજી બાજુ જયવીરનું લગ્ન થવાની તૈયારી થવા માંડી. મહાવીર પોતાના ભાઇને પરણાવવા આતુર હતો, અને પોતાના જેવા યુવાનો સાથે જયવીરને શોધવા માંડયો. પણ જયવીર કયાં ?

ત્રણ ચાર કલાકની તનતોડ શોધ પછી વનવીરને જયવીરના તંબુમાં ફડફડ અવાજ સંભળાવાના ભણકારા વાગ્યા. મહાવીરને તપાસ કરવાનું કહેતાં તેણે તંબુમાં નજર કરી. તેણે શું જોયું ? વરરાજાના પોષાકમાં જયવીર એવી નિંદ્રામાં સુતો હતો કે જેમાંથી હજી સુધી કોઈ જાગ્યું નથી. તેના મસ્તક પાસે એક રૂપેરી પક્ષી ફડફડાટ કરી કંઇક શોધતું હતું. વૃદ્ધ વનવીર અને મહાવીર આંખમાં આંસુ સાથે, આ કરૂણાજનક દેખાવ જોઈ રહ્યા. જયવીરના દેહમાં પ્રાણ નહોતો.

લોકો કહે છે કે ચક્રવાક પક્ષીનું જોડું, તે આ બે વહેમની વેદિપર બલિદાન થયેલા આત્માઓજ છે.

---

## ખૂન કે ! ! !

આપણી વાર્તા મહીસાગરના કોતરો પાસે આવેલા, ડાસરા સ્ટેશનથી અર્ધોમાઇલ દૂર નગરશેઠ ન્હાનાલાલના બંગલાના આગળના છજામાંથી "ધબ" કરીને એક વ્યક્તિની પડવા, અને "ખૂન ખૂન, ખૂન," કહી પસાર થતી આણંદ લોકલમાં ચાલતી ગાડીએ બેસી જતી, બીજી વ્યક્તિની બેસવાની ક્રિયા સાથે શરૂ થાય છે.

સદાવ્રતો, ચોરાશીઓ, ગુપ્ત અને ઉઘાડાં દાન, પાંજરાપોળોને માટે મદદ, શાળા સ્થાપન અને એવા પરોપકારના કામોથી લોકોએ તેમને નગરશેઠ તરિકે જાણ્યા હતા, અને તે ઘણા પ્રજાપ્રિય હતા. ધોળે દિવસે તેમના બંગલામાં તેમનું પોતાનું ખૂન થાય, અને તેમને ફાંસો હથિયાર કે ગોળીથી મારી ખૂની પસાર થઈ જાય એ નવાઈ જેવુંજ હતું. તેમનું શબ પાણીમાં તરબોળ થએલું તેમના નિમકહલાલ મૂનિમ મોહનલાલે, ધબાકો સાંભળી જીવના જોખમે, પાણીમાંથી લાવી બંગલામાં લીલોતરીપર મૂકયું હતું. અને ડાસરાના પોલીસ, ફોજદાર ફત્તેહમહંમદ બે ત્રણ પોલીસના માણસો સાથે આવી પહોંચી, બંગલામાં અને તેની આજુબાજુ તપાસ ચલાવી રહ્યા હતા.

તપાસ કરતાં બંગલાના દિવાનખાનામાં લોહીના ડાઘા અને શબને

પગે કાપી નાખેલી રસીનો ફાંસો માલમ પડ્યો, વળી બંગલામાંથી રસોઇઓ રણછોડ ગુમ થયો હતો. અને શેઠની તીજોરીમાંથી લાખ રૂપીઆનો અવેજ પણ ગુમ થયો હતો. બસ રણછોડ પૈસા ખાતર ખૂન કરી નાઠો છે, એમ ખાત્રી થતાં આણંદ સ્ટેશને તેને પકડી વળતી ગાડીમાં લાવવાનો તાર છૂટયો અને પંચ ભરી શેઠને બાળવાની રજા આપવા તૈયારી થવા માંડી.

શેઠનો પરલોક સુધારવા ગામમાંથી ડાકોરના ગોર ગણપતરામને અંતિમક્રિયા કરવા બોલાવવા એક માણસને બોલાવવામાં આવ્યો. બોલાવવા આવેલા પોલિસના માણસો સાથે મોટા મનવાળા ન્હાનાલાલ શેઠના મરણના સંજોગ વિષે વાતચીત કરતાં ગણપતરામ મહારાજ ત્યાં આવી પહોચ્યા, અને પોતેજ નોકરીમાં રખાવેલા નાતભાઈ રણછોડ ઉપર ખૂન કર્યાનો આરોપ મૂકયો જાણી તેઓ વિચારમાં પડી ગયા

બંગલામાં અત્યારે ભયાનક શાંતી હતી અને ગુન્હેગાર આવતાં એક કરાર લખી, પંચની રજા લઈ શબ બાળવાની મંજુરી આપી પોતે એક ખૂન પકડયાથી નામના ને પગારની બઢતી થશે, એ વિચારે ફોજદાર મૂછ પર તાલ નાંખી મનમાં મગ્ન થતા હતા. એટલામાં "છૂક છૂક" કરતી ગાડી આવી અને તેમાંથી રણછોડને બદીવાન હાલતમાં ઉતારવામાં આવ્યો. લાલ આંખ કરી ફોજદારે રણછોડને ગુન્હો કબુલવા કહેતાં, તેણે કહ્યું કે ભાઇશાબ મૂનીમ મોહનલાલના હુકમથીજ આ અવેજ અમદાવાદ આપવા હું જતો હતો. હું તો ચિઠ્ઠીનો ચાકર; શેઠની વીસ વરસથી નોકરી કરૂં છું, પણ રાતી પાઈ ન ખોવાયાનું ભાઈ મોહનલાલને પૂછી ખાત્રી કરો.

આજ વખતે પંચના માણસો અને શેઠના બીજી વારનાં નવી શેઠાણી નિર્મળા આવી પહોંચ્યાં

રણછોડે ચલાવ્યું—અને વળી હવે હું શું કામ છૂપાવું? શેઠના ઓરડામાં મોહનલાલ મુનિમ હાજર હતા, અને નિર્મળાબાના હાથમાં આ છરી જે હું હાજર કરૂં છું તે હતી, અને શેઠ બૂમો પાડતા હતા કે "ભગવાન...છુટકારો...મરણ"; ખાત્રી ન થતી હોય તો પૂછો, એ બેને અને લ્યો આ લોહીવાળી છરી." એમ કહી તેણે ફોજદારને પોતાના ખીસ્સામાંથી છરી અને ચામડાનું પાકીટ આપ્યું. પૈસા ગણતાં બરાબર લાખ રૂપીઆ થયા. પણ મૂનિમ મોહનલાલે રણછોડ મહારાજને તડાક લપડાક મારી, જેથી તે રાતાંપીળાં દેખાતાં જમીનપર પડયો. મૂનિમ બોલ્યો વિશ્વાસઘાતી ભટ્ટ.

ફત્તેહમહમદ ફોજદારે પૂછ્યું કે ખૂની મૂનિમ કે નિર્મળા છે ? પરંતુ તેજ વખતે મોહનલાલે કહ્યું કે બંગલામાં ચાલો, જુઓ અને મનેજ ખરા ખૂની તરીકે પકડી ફાંસીએ ચઢાવો. પંચને કાંતો શેઠાણીના ચારિત્રદોષથી અગર મોહનલાલના દ્રવ્યલોભથી ખૂન થયાની શંકા થઇ અને બધા શબ પાસે એક પોલીસનો પેરો મુકી બંગલામાં ગયા.

બંગલાના છજા પાસે આવેલા દિવાનખાનામાં એક ખુણામાં છ બાર વાળી રીવોલ્વર પડી હતી. પાસે બ્રાંડીની અર્ધી બાટલી ગંધ ફેલાવી રહી હતી. અને મડદાને પગે બાંધેલી રસી જેવી એક લાંબી રસી શેત્રંજી ઉપર પડી હતી. તે બતાવી મોહનલાલે કહ્યું કે આ રસીથી શેઠને બાંધી, આ રીવોલ્વરથી શેઠને મેં “ ધડ ધડ ” બાર કરી માર્યા, અને શેઠે તે વખતે બૂમ મારી, અને શેઠાણી પેલી છરીથી બચાવવા આવતાં બેભાન થઇ ઢળી પડયાં. ફોજદારે તો આ ખુલ્લો એકરાર સાંભળી મોહનલાલને બેડીઓ પહેરાવી દીધી, પણ—

ગણપતરામ ગોર આમ પશુવત્ ફરતા, કંઇ ગહન તપાસ કરતા જોઇ બધા હસવા માંડયા, અને મશ્કરી કરવા લાગ્યા કે ગોર મહારાજ કંઈ પૈસા વેરાયલા નથી. ચાલો બહાર અને શેઠને અગ્નિદાહ દેવાશે ત્યારે તમને કંઇક દક્ષણા મળશે. પરંતુ ગણપતરામ આ દશામાં પાએક પળ રહ્યા પછી બોલ્યા, મોહનલાલ ગમે તે કારણથી ખરી વાત છૂપાવે છે. ન્હાનાલાલ શેઠનું તેણે ખૂન કર્યાની તેમની કબુલાત મને ખરી લાગતી નથી. મને તો આ બધામાંથી જુદીજ શંકા લાગે છે. બધા તેને ચિત્તભ્રમ ગણી હસી કાઢતા હતા. તેણે નિર્મળા શેઠાણીને પૂછ્યું કે તમે છરીથી રસી કાપવા પ્રયાસ કરવા આવ્યાં ત્યારે શેઠ પોતાના હાથમાંની રીવોલ્વરમાંથી ગોળી છોડવા પ્રયાસ કરતા હતા, અને મોહનલાલભાઇ તમે રીવોલ્વરથી તેમને આપઘાત કરતા જતાં અટકાવવા રસી તેમના પગે બાંધી હતી ? પણ મોહનલાલે કહ્યું “ સબુર. ” હવે બધાએ જાણ્યું કે મોહનલાલ પોતાનો દોષ છુપાવવા માગે છે. અગર શેઠાણી કે કોઇ ખરા ખૂનીને છૂપાવવા માગે છે.

પણ ગણપતરામે ચલાવ્યું કે હવે ખરી બીના કહેજ છુટકો, જૂઓ, રીવોલ્વરના બારના ધૂમાડામાં નિર્મળા શેઠાણી તમને જોઇ ન શકતાં પોતાના પતિને બાંધેલી હાલતમાં જોતાંજ હાથમાંની છરીથી તે દોરડું કાપવા માંડયાં. પણ તેથી તમારા હાથના કાંડામાંથી લોહી નીકળી શેઠના ઉપર પડયું. અને આમ જૂઓ, ‘ હું ફકત ગણપતરામ ગોર નથી પણ ડાકોર જેવા

તિર્થસ્થાનમાં થતા ગુપ્ત પાપ પકડનાર છુપી પોલીસ અમલદાર છું. એમ કહી તેણે બીલ્લો બતાવી પુરૂં કર્યું કે તમે શેઠાણીને પોતાની ભૂલ ન જાણવા દેવા ભલે મથો અથવા શેઠની આબરૂ જાળવવા તરફડો, પણ શેઠાણીએ તે દોરીનો બંધ કાપતાંજ શેઠ દોડયા છજા તરફ અને માર્યો ચાલીસ ફીટ ઉંચાઇએથી વીસ વામ પાણીમાં ભૂસ્કો, અને પડતાંજ પાણી માં ગુંગળાઈ ગયા. તમે તેમને બચાવવા પાછળ પડયા પણ કુશળ તારા હોવાથી તેમના પ્રાણ વગરના ખોલીયાને બહાર લાવી શકયા ખરી વાતને?" મોહનલાલ ગણગણ્યો પણ મ્હારે શેઠાણીને પોતાની ભૂલ નહોતી જાણવા દેવી.

પંચના અને પોલીસના બધા માણસો બોલી ઉઠ્યા કે શેઠનું "ખૂન નહિ પણ આપઘાત."

---

## છાપાંનો ફેરીઓ.

**ચિત્રપટ** ઉપર "ગુલામગીરીનો ગજબ" દશ્ય જોઇ, બહાર આવતાં મ્હારા મનમાં સહેજ વિચાર આવ્યો કે આપણી સમાજમાં આવી પ્રથા ચાલૂ હશે? સ્હામેથી પગથો પરથો એક છોકરો દોડતો આવ્યો અને બોલવા લાગ્યો, "સાહેબ, કોઇ પણ તાજા સમાચારવાળો વધારો વેચાનો લઇ લો. એકજ પૈસો કિંમત છે." છોકરા સામે નજર કરતાં તે દસેક વર્ષનો લાગ્યો. ઉમરના પ્રમાણમાં તે ઘણો જ ચપળ જણાયો પરંતુ તેના વદન પર વિષાદ, શ્રમ અને ચિંતાનાં ચિન્હો સ્પષ્ટ જણાઇ આવતાં હતાં. હું એ નિરીક્ષા કરતો હતો એટલે તે ધીરજ ખોઈ ફરીથી આજીજીભર્યો સ્વરે બોલ્યો, "હજી એકે નકલ ખપી નથી. બોણી કરાવો તો ઉપકાર થશે ભાઇસા'બ! નહિ ખપે તો નકલો માથે પડશે અને ચવાણવાળો પસ્તીમાં બે પૈસા પણ નહિ આપે. આથી મ્હારે ભૂખ્યા રહેવું પડે માટે એક નકલ તો લ્યો જ." તેની વાણી ને વર્તનમાં વિચિત્રતા લાગતાં, હું અટક્યો અને પૂછયું "અલ્યા, સારા દૈનિક કે સાપ્તાહિક પત્રમાં બાંધે પગારે છાપાં વહેંચવા કેમ નથી રહેતો?" છોકરાની આંખમાં ઝળઝળીયાં આવ્યાં અને ધીરેથી દબાયલે અવાજે બોલ્યો:—" મ્હારા જેવા વગ વિનાના અનાથને કોણ કામ આપે?"

મ્હેં ભૂતદયાથી અર્ધો રૂપીઓ તેને આપી, પોતાની કથની કહેવા કહ્યું. મને તેના જીવનમાં અકથનીય જિજ્ઞાસા પ્રેરકરસ લાગ્યો. પૈસાને

બદલે અર્ધો રૂપીઓ મળ્યો તેથી તે "આ સાચું કે તે ?" એમ વિચાર કરતો હતો. એટલામાં મ્હારી ભલમનસાઇનો બદલો વાળવાની તેને ધગશ થતાં, એક ઓટલે બેસી તે પોતાની જીવનકથા કહેવા લાગ્યો. પોતાને માટે અનુકંપા અને લાગણી કોઇક પણ ધરાવે છે એ વિચારે તેના વર્ણનમાં રસ, લાગણી અને ઝમક આવવા માંડી. તે બોલ્યો:–

"જગદેવ મ્હારૂં નામ, મ્હારા બાપનું નામ વીરમદેવ અને મ્હારી માતાનું નામ જસોદા હતું. ભાદરવા નામના ન્હાનાં ગુજરાતના ગામડામાં, મ્હારા બાપ જન્મે રજપૂત હતા અને ખેડુતનું કામ કરતા હતા. ચાલુ મોંઘવારીના સમયમાં આબરૂ રાખવાનાં ખર્ચોમાં અતિશય ઘસાવાથી, મ્હારા બાપને બે ખેતરો ગીરવી મૂકવાં પડયાં હતાં. વ્યાજના ઘોડાપુરમાં એ જમીન છેવટે વાણીયાએ કબજે કરી, થોડાક રૂપીઆ મ્હારા બાપને આપ્યા.

'દુઃખમાં ભલો પરદેશ' ગણી મ્હારા બાપ, મને અને મારી માને લઇ આ શહેરમાં નોકરી શોધવા આવ્યા. ઘણી ખટપટ અને નૈવેદ્ય ધર્યા બાદ મ્હારા બાપને મીલના શાળખાતામાં ચાકરી મળી. ક્ષત્રિય હોવા છતાં વૈશ્યનું કામ કરનારને હવે શુદ્ર માફક સેવાવૃત્તિ ગ્રહણ કરવી પડી. ખેડુતની સ્વતંત્ર જીંદગી ગાળનાર મ્હારા બાપને, આ ખાનગી નોકરી ગુલામી જેવી લાગવા માંડી, પણ લાચારીને પસંદગી કરવાની હોય જ નહિ, એટલે કરે શું ? કસુરને લીધે અગર વિના વાંકે દેડ જાતના ઉપરીના મળતા ઠપકા તેમને કારમા ને નીચું જોવડાવનારા લાગતા હતા. આખરે ખરાબ દોસ્તોની સોબત અને શિખામણથી મ્હારા બાપ દુઃખ ભૂલાવનારી અને શ્રમહરનારી કહેવાતી દવા–દારૂના છંદમાં પડયા. પહેલાં તો તે પૈસા મ્હારી મા જસોદાના હાથમાં મૂકતા, અને તે બિચારી દળવા ખાંડવાનું કામ કરી, ભાડું, અન્ન અને વસ્ત્ર લાવી અમારા ઘરનો કારભાર ત્રેવડથી કરી શકતી. પણ હવે મોંઘવારીની કાપકુપ વિગેરે ખોટાં કારણો બતાવી મ્હારા બાપ રાતીપાઈ પણ આપતા નહિ. બે ટંક જેમ તેમ ખાવાનું મ્હારી મા તૈયાર કરતી પણ ઓરડીના ભાડા માટે બે માસ થઇ ગયા છતાં અને ઘર ધણી બારવાર આવી ગમે તેમ બોલી ગયાં છતાં કંઇ પણ જોગવાઈ થઈ શકી નહોતી.

એકવાર હદ ઉપરાંત દારૂ પી મ્હારા બાપ ઘેર આવ્યા. રોજ માફક મ્હારી માને હાથમાંની ડાંગથી મારવા માંડી. હું વચ્ચે પડયો તો મને પણ એક લમણામાં લગાવી દીધી. જૂઓ હજી એના ઘાનું નિશાન આ રહ્યુ. મ્હારી મા મારથી બેભાન થઈ પણ દારૂ પીવા પૈસા ન આપી શકી, એટલે

મારા બાપ લથડીયાં ખાતા, પણ ગુસ્સામાં બ્હાર નિકળ્યા. મનુષ્ય જીવન કરતાં પણ સમયની વધુ કિંમત ગણનાર શ્રીમંતની બેપરવાઈથી હંકાતી મોત-ગાડી મોટર નીચે તે આવી ગયા, અને તેમની ખોપરી મોટરના આગલા પૈડા નીચે આવતાં તે ત્યાં જ કાળશરણ થયા. નીશામાં બેફામ બની મરણ પામ્યા એમ હાજર રહેલાએ જણાવ્યું એટલે ફરીયાદ પણ થઈ નહિ. અમારા પાડોશીની મદદથી તેમના શબને મ્હારી માએ સ્મશાન ભેગું કરાવ્યું અને મ્હેં અગ્નિદાહ દીધો. છાપામાં 'એક દારૂડીયાનું અકસ્માત મરણ' એમ છપાયું.'

આ બનાવ વર્ણવતાં જગુ રડવા માંડયો, મ્હારૂં હૃદય પણ સાથેજ રડી રહ્યું હતું. થોડીવારે સ્વસ્થ થઈ પાછો તે શોકકારક સ્વરે બોલવા મંડયો.

"સાહેબ મ્હારા કર્મની કઠણાઈ હજી આટલે અટકી નહિ. મ્હારા બાપના એકાએક મોતે અમને પૂર્ણ ગરીબાઈમાં ધકેલી મૂકયાં. દીનતા અમને નિર્દય થઈ સતાવવા લાગી. એક ટંક ભોજન પણ ભાગ્યે જ મળતું. છેવટે મ્હારી મા જસોદાએ મીલમાં જગ્યા મેળવવાનું નક્કી કર્યું. આ મીલમાં કરતા હરતા શેઠના સાળા, ઠીંગણા, કાળા અને ઝીણી આંખવાળા, "છોટા શેઠ" કહેવાતા, મણીલાલ નામના, પચાસ રૂપીઆના પગારદાર વહીવટદાર હતા. શેઠની ભલમનસાઈનો પૂર્ણ લાભ તેઓશ્રી સગપણને પ્રતાપે અને ખટપટશાસ્ત્રની મદદથી લેતા. તેમની નાતમાં તેમને કોઈ કન્યા ન દેતું, હોવાથી ચાલીસ દિવાળી જોવા છતાં, તે બ્રહ્મચારી કહેવાતા હતા.

મ્હારી મા જસોદા માણસના સ્વભાવથી અજ્ઞાન અને ભોળી હોવાથી છોટા શેઠે કરેલી મોઘમ શરતમાં, વગર સમજ્યે કે વિચારે સંમતિ દર્શાવનાર મૌન સેવી, ચાકરી લીધી. બીચારી તે કયાંથી સમજી શકે કે એવા કહેવાતા મોટાઓના ચારિત્ર્ય ઘણાંજ છોટા હોય છે.

એક વખતે શનિવારે બપોરે મ્હારી મા મીલમાં ત્રીજે માળે 'બાબીન' ના ટોપલા ગોઠવતી હતી ત્યાં છોટા શેઠે આવી રૂપીઆ પાંચની 'નોટ' આપવા માંડી, શરત પૂર્ણ કરવા માંગણી કરી. મ્હારી માએ નાપાડી નોકરી છોડી જવા જણાવ્યું, પણ છોટા શેઠે નોકર એટલે ગુલામ સમજી અડપલું કરવા માંડવાની તૈયારી કરી, એ વખતે મ્હારી માએ સિંહણ માફક વીફરી તેની આગળ વધેલી ફાંદ પર એક એવી લાત લગાવી કે તે "ઓ બાપરે, મારી નાખ્યો," એમ બરાડતો ઢગલો થઈને પડયો. આજુબાજુથી બીજા લોક દોડી આવ્યા. કળ વળતાં ભાનમાં આવતાં, જસોદા પાંચ

રૂપીઆ ચોરી જતી હતી, તેને મ્હેં પકડી અને હું પગ સરકી જવાથી પડી ગયો, એમ તેણે મોએ સો ટકા બાદ કરવા જેવું સત્યવાદીપણું ચલાવ્યું.!!

બધી બાજી પલટાઈ અને શીલનું રક્ષણ કરવા માંગતી મ્હારી મા ચોર ઠરી!! એક બાજુ ગામ અને બીજી બાજુ રામ! મ્હારી માએ આ ઉપાધિ આવી દેખી, હૃદયની લાગણીને લીધે મન પર કાબૂ ગુમાવ્યો અને આપઘ્ર.ત કહેવાતી આ બદનામીથી બચવા મીલના ત્રીજા માળની બારી તરફ તે દોડી અને નીચેની પત્થરની ફરસબંધીવાળી જમીન ઉપર કૂદકો મ્હારી તેણે આપઘાત કીધો. પુષ્પ તૂલ્ય તેની કોમળ કાયામાંથી, જગતના અન્યાય તરફ જગન્નિયંતાનું ધ્યાન ખેંચવા તેનો આત્મા ત્રણ પળમાંજ જતો રહ્યો.

પુષ્કળ પૈસા વેરી આ વાતને અકસ્માતનું રૂપાંતર અપાઈ ગયું અને છાપામાં સ્થાનિક વર્તમાનમાં પણ એજ નોંધ આવી. આમ બાપને અને માને ગુમાવ્યા બાદ બે ત્રણ દિવસ ભૂખ્યો તરસ્યો હું ઝુંપડામાં પડી રહ્યો પણ છેવટે ઘરધણીએ બહાર કાઢયો. "માગ્યું મોત ન મળે" એમ મ્હારી મરવાની ઇચ્છા હોવા છતાં, હજી હું જીવું છું અને પેટને ભાડુ આપવા આ છાપાં વેચું છું." બીચારો જગુ આટલું બોલી ડુસકાં ભરી રડવા મંડયો. જગુના હાથમાં રૂપીઆ સેરવી હું ભારે પગલે ત્યાંથી ઘર તરફ વળ્યો. સમાજના સીતમથી અને મુડીવાદીઓની ગરીબ પ્રત્યેની બેદરકારીથી મ્હારૂ મગજ ધમધમી રહ્યું હતું, અને અંતર કકળી ઉઠયું હતું.

થોડા સમય પછી છાપાં મારફત જાણ્યું કે દારૂની દુકાને પહેરો ભરવા માટે જગુની ધરપકડ થઈ અને ધારા પ્રમાણે તેને ત્રણ માસ "ક" વર્ગમાં સખત કેદ મળી! બીચારો અનાથ ભાગ્યેજ જીવતો બહાર આવશે, એમ ગણી હું તેને ભૂલવા મંડયો.

એક વખત હું દૈનિક પત્રની નકલ લેવા ઘર આગળ રાહ જોતો ઉભો હતો, ત્યાં સાઈકલ ઉપરથી એક છોકરાએ ઉતરી દોઢ રૂપીઓ મારા હાથમાં મૂકવા માંડયો. છાપાને બદલે નાણાં આપનાર આ કોણ હશે, એમ ધારી હું જોવા મંડયો, ત્યાં તે છોકરો બોલી ઉઠયો. "કેમ" શેઠજી! તમારા દોઢ રૂપીઆના દેવાદારને ભૂલી ગયા કે? પ્રભુની દયાથી માસિક વીસ રૂપિઆ મને આ દૈનિક ગ્રાહકોને પહોંચાડવાના મળવા માંડયા છે. જેલમાં નચીંત રહેવાથી વૈતરૂં કરવા છતાં મ્હારૂં વજન છ રતલ વધ્યું છે, અને મ્હારો સીનો ફેરવાઇ ગયો છે." પૈસા પાછા આપી હું તે

પહેલાં તેના દૈનિકની એક નકલ મ્હારા હાથમાં મૂકી, તે સાઈકલ ઉપર બેસી પસાર થઈ ગયો.

રાજનગરમાં આવા રત્નો પણ છે. એ વિચારતો, હું એ પળ ઉભો રહ્યો.

---

## ભગ્ન હૃદયા અને ભગ્ન હૃદયી.

" પીળાં પર્ણો કદિ નહી બને કોઇ કાળે લીલાં "
" ભાગ્યાં હૈયાં કદિ નહી બને કોઇ કાળે રસિલાં "

" છોકરી એવી હત ભાગ્ય મૂઈ છે કે જન્મતાંજ માને ભરોભાખરી ભરખી લીધાં હતી, " એમ બોલતા વણીક ગૃહસ્થને એક આધેડ ઉમ્મરની બ્રાહ્મણ સ્ત્રી કહેતી હતી, " અમારા લત્તાના નરોતમ શેઠની છોકરી કમળા સાથે તમારૂં ચોકઠું અચૂક ગોઠવી આપીશ. "

" ગોરાણી, તમારી મહેનતનો બદલો મળ્યા વીના નહિ રહે હો ! " વણીકે કોણીએ ગોળ લગાડયો.

" એ તો જજમાન સીવાય ગોરની કદર કોણ કરી શકે ? " ગોરાણીએ મરકો માર્યો.

ઉપરની વાતચીતમાં વર્ણવેલા વણીક શેઠ લાલદાસ મધ્યમ પંકિતના વેપારી હતા, અને તેમની સ્ત્રી રાધા આ કન્યા રત્ન કનકને પ્રસવ આપી મરણ પામી હતી, રૂપ રૂપના અંબારરૂપ કનકને ભાગ્યેજ ખબર હતી કે " વૃદ્ધિ ( જન્મ ), વિદ્યા વસુ ( પૈસો ), વિવાહ ( લગ્ન ) અને વિનાશ આ વિચિત્ર વિશ્વ વશ રાખનાર વિધાતાએ, કોઇ " દુશ્મન મારી મિત્રજ રાખે " નહિ, એથી અંકુશમાં રાખી તેને માટે કેવું વિવિધ રંગી ભાવી નિર્માણ કરી રાખ્યું હતું.

" અલ્યા નટવર, તું ભણીશ નહિ તો ત્હારો રોટલો કેમ કરી મેળવીશ ? " આવો પ્રશ્ન પૂછનાર વનમાં પેઠેલા આ ગૃહસ્થને " કાકા, જે ભગવાને આ અનાથને તમારે ખોળે મુકયો, તેને દાંત આપી ચાવણું આપવાની ફીકર પડીજ હશેજ, " આમ જવાબ આપતો એક બારેક વરસનો ચાલાક લાગતો કુમાર લાલદાસ શેઠની શેરીમાંજ રહેતો પાડોશી હતો. ડોસા આ જવાબ સાંભળી પોતાને પણ ન હોઇ શકે તેવી દઢ ઈશ્વર શ્રદ્ધાનો જપ જપવા માંડયા !! પણ તેમનું તન તે કાર્ય કરતું હતું તે વખતે મનનો ધનની ગણત્રીમાંજ મશગુલ હતું !!

લાલદાસે ગોરાણીની ગોઠવણથી કનક જેની આઠ વરસની ઉમ્મર હતી, તેનો વીવાહ આ નટવર સાથે કર્યો હતો, અને પોતે બાર વરસની કમળાને બીજીવાર પરણી લાવ્યા હતા. નવીમાં લટુ બનેલા લાલદાસ પોતાનો બનેલો ભૂતકાળ ભૂલી કનકને પરોઢીયાથી મધરાત સુધી ઘરનો ઘસરડો તાણતાં જોયા છતાં આંખ આડા કાન કરી મૌન રહેતા હતા. સગડી સળગાવવી હોય તો કનકી, રાંધવું હોય તો પછી કનકી, વાસણ માંજવાં કપડાં ધોવાં ઇત્યાદિ દરેક કામમાં કનકડીજ. કમળા શેઠાણી તો બસ પગપર પગ ચઢાવી બેસી રહી મિષ્ટાન્ન પચાવનાર. કમળા શેઠાણી મોંમાં પાનનો ડુચો રાખી હુકમ કરતાં અને વધારામાં "દસ વરસનો ઢોચો કંઇ કામ કરતી નથી, હું ત્હારી ઉમ્મરે મ્હારા પીયરનું બધું વૈતરૂં કુટતી હતી. ખાધું અને સોર્યાં, એમ પાડા જેવું આળસ નહિ ચાલે. ત્હારી માએ ફટાવી મુકી હતી. લાડ ન્હારા બાપ પાસે. એમ આંસુ પાડી ડરાવે છે કે ? ત્હારી માને ટુંપો દઈ મ્હેં મ્હારી નાખી છે ?" એવાં અપર માતાના વાગબાણોથી તે ગળાતી કળી હિમ પડવા માફક મનમાં મુંઝાઈ બળતી હતી.

કનકને આમ જન્મથીજ દુ:ખી દશાજ ભોગવવાનીજ ન હોય એમ હતું. જાણે સ્ત્રીથી પોમાઇ જતો ન હોય તેમ નારીના કટાક્ષ આ પુરૂષ ગુલામ, હોવા માફક ઉઘાડા અન્યાય સામે યું કે ચાં તો શાનોજ કરે. પરંતુ કોક વખતે પોતાની સ્ત્રીની ઉશ્કેરણીથી ફકત પ્રત્યક્ષપણાને લીધે જ, પરોક્ષ પ્રેમાળ પત્નિને ભુલી કનકને મારતા પણ ખરો. આવા દુ:ખના દાવાનળમાં પણ તે ભગ્નહૃદયા બાળા ભાવિમાં નટવર જોડે લગ્ન થયાં પછી સાસરે જઇ જુદું ઘર માંડી પિયર સ્હામું મરતાં પણ નહી જોવું પડે એવી ઇશ્વર શ્રદ્ધા હોવાથી મૃત માને જોયાં ન છતાં પણ યાદ કરી દુ:ખમાં, માની દિલાસો દેનારની આંસુ ભરી યાદથી મદદ માંગતી, દુ:ખનો ભાર હલકો કરતી; પરંતુ તેણીને ક્યાંથી ખબર હોય કે,

"ન જાણ્યું જાનકીનાથે, સવારે શું થવાનું છે !"

આ સૂત્ર તેના કોમળ બીન અનુભવી મનને કેમ સ્પર્શી શકે ?

જેમ માંકડને આંખો આવે તો તે ઉન્મત બને, અથવા "મર્કટ મદીરા પીએ" તેની જે દશા થાય, તેવી કમળાને પહેલે ખોળે પુત્ર રત્નની પ્રાપ્તી થતાં થયું. વિચાર વર્તન અને વાકપ્રહાર એ ત્રણેની તેજીમાં આવી લાલદાસ શેઠ તો હવે સોએ સો ટકા પુત્ર અને પત્નિના પરમ ઉપાસક ભકત બની ગયા, અને "કનકે બાબુનાં બાળોતીયાં ધોતાં મ્હોં મચકોડયું.

અને કનક બાબુને કામણ દુમણ કરે છે," એવી કમળાની રાવને પ્રોવીકોં-સીલનો ચુકાદો ગણી, તે ધરમરદ કનક ઉપર તુટી પડતા. કમળા અને બાબુ માટે દાગીના લેવા પૈસા મળે પણ કનક માટે કપડાં લેતાં મોંઘવારી નડી, હાયવોય થઈ જાય બીચારીને એક પગારદાર ચાકરડીને મળે તેટલો પણ ખોરાક આપતાં બાઉધરી કહી પસ્તાળ પાડતા.

"પણ તું આટલી બધી રડે છે કેમ? અને આ શું? ત્હારા ગરદનપર આ લીલા ચકામાં શાનાં? ડામ કે સોળનીજ આ નિશાની છે." એમ એક વખત કનકને કમળા બાબુને, પોતે બનીહની પીયર ગઈ હતી ત્યારે, મળતાં નટવરે પૂછ્યું. બીચારી કનકે પત્થરને પણ પીગળાવે એવું રૂદન કરતાં "કંઇ નહિ એમનું કર્યું એ ભોગવશે," એવો જાતી સ્વભાવાનુસાર ટુંકો મર્મસ્પર્શી ઉત્તર આપ્યો.

બધી વસ્તુ સ્થીતિ સમજતાં નટવરે જેમ બને તેમ જલદી કસાઇ વાડેથી ગાય છોડાવવા નિશ્ચય કર્યો, પરંતુ કસાઇવાડો એમ સહેજે ગાયને છોડે તેમ હતું કે? કેમકે "લગ્નને સ્થળ કત્લખાનું એ વિધીના ખેલ છે" માફક ભગ્નહૃદયા દુઃખચુંબક બની ભગ્ન હૃદયા પણ બનાવી શકે જ.

દુઃખીને બાર વરસ જેવા લાગે અને સુખીને બે દિન જેવા લાગે, એમ બીજનં બે વરસ આમને આમ થઈ ગયાં હવે નટવર પણ પુખ્ત ઉમ્મ-રનો થતાં તેના મરનાર કાકાના વીલની રૂએ, એકઠી કરેલી લાખોની મિલ-કતનો વારસદાર થયો. ખરેખર જે ઇશ્વરમાં ત્હેને ન્હાનપણમાં અતીશય શ્રધ્ધા હતી તેણે પૈસો તો આપ્યોજ.

આ બાજુ કમળાને પણ એક કન્યારત્ન પ્રાપ્ત થયું હતું અને મોટા કુળની કન્યા તો જલ્દી શ્રીમંત કુળમાં ઝડપાવી જોઈએજ, એમ મા-નનાર કમળા શેઠાણીએ પોતાની પુત્રીનું વેવીશાળ, જે નટવરને ગરીબ હોવાથી ગમાર ગણી તીરસ્કાર કરતી હતી, તેને માલદાર જોઇ લાયક ગણી, કનકનો વિવાહ તોડાવી, પોતાની પુત્રીને ત્યાં ગોઠવવા ખટપટ કરવા માંડી.

ત્યારે બીચારી કનકનું શું થયુ? "અભાગ્યા તું જઇશ માં, બેસી રહેજે ભારમાં, તું જઇશ ટ્રેનમાં તો, હું જઇશ તારમાં," આમ કમળાનો મોટો ભાઈ બીસતાલીસ વર્ષે ઘરભંગ થયો. આ વિધુર ભાઇને પાછો સં-સારી બનાવવા અને ભાઇનું ભલુ ઇચ્છનારી ભગિની ગણાવવા કમળાએ કનકને દીવો હાથમાં લઇ, ગળે ફાંસી, કજોડાના કુવામાં ઉતારવાનો નિશ્ચય કર્યો. લાલદાસને પટાવ્યો કે ઘર બાર છે, ગાડી છે વાડી છે, ઘરેણાં છે,

ફુળ છે, અને ઉમ્મર તો એ વરસે આવી મળી સરખી જોડ થશે હજી મ્હારો ભાઇ તો જવાન જોધ જેવો છે. માટે કરી દો મંગળ લાલ કંકુના.

નટવર આ સર્વ બનાવ બાઘ્રાની માફક ચકાસી રહ્યો. એકાદવાર આ અમાનુષી અત્યાચાર અટકાવવા માટે લાલદાસનું ધ્યાન મોઘમ ખેંચવા દાણો ચાંપી જોયો, પરંતુ કમળાએ "નટવરલાલજી, અમે તમારા ફાયદા માટેજ આ બધી તરખડ આદરી છે. એ રાંડ બધે નડતીજ છે. મ્હારી મોંઘીને તમારા જેવા લાયક કુળવાન દીવા જેવો વર મળે અને લાલકંકુવાળા હાથ થાય તો હું સોળે સોગઠી જીતી" એમ તેને ફોસલાવી, મનાવી લેવા તરકીબ કરી, મોઘમ "પારકી પંચાતમાં પડી લોહીનું પાણી ન કરવા" સુચના કરી, અને લાલદાસે તો 'બોલે તે બે ખાય' એમ ભાવી જમાઇની મર્યાદા જાળવવા "એ બધું અંરાં સમજે" કહી ટુંક પતાવી સમેટી લીધું.

બીચારી કનકને તો "કન્યાને ગાય દોરે ત્યાં જાય.' ફક્ત જન્મદાતા પિતાની સખતી ને નવીના દબાણને લીધે અંતે પોતાના કહેવાતા સાવકા મામાના પ્રૌઢાવસ્થાને લીધે અને વિકારથી કંપતા હાથમાં, તે કુમળી કળી કનકનો હાથ સોંપાયો, તે રડતે હૃદયે અને ભગ્નભાવે કબુલ કરવો પડયો. શરીરનો માલીક કજોડાનો પતિ થયો અને મન ભાંગી ચુરેચુરા થયું એટલે ઇશ્વરશ્રદ્ધા વિના બીજું જીવન કારણ કનકને ન રહ્યું.

સાસરામાં કનકને માંદો દમીયલ કામાસક્ત માધવચંદ કમળાનો ભાઇ, અને તેની જુની સ્ત્રીનો પુત્ર કેશવ એ બેને રાંધી જમાડી, પરણેલા પતિને વિષયની પુતળી બનવા, અને અપર પુત્રની ગાળો ખાવા સિવાય બીજો માર્ગ ન રહ્યો. માધવચંદ પહેલાના રોગભોગે અને વૃદ્ધાવસ્થા સહજ કાળ ઝડપે એકજ વરસમાં કનકને "નારીને ગેયા નહિ કર્મમાં બીજું કંઇ," એમ દેહલગ્નની વિધવા બનાવી મરણ શરણ થયો.

યુવાનીના પગથીએ પગ મુકતી, તે પ્રેમદાએ પોતાના જનકે હાથ સોંપ્યો તેનેજ સર્વસ્વ ગણી સ્નેહલગ્નની વિધવાનો આદર્શ સ્વીકાર્યો. 'જેનો પતિ જાય પરદેશે (મરણરૂપી પરદેશ) તે નારીએ રહેવું સાદા વેષે,' એ મુજબ ફક્ત "પ્રશ્વેચ્છા બળવાન" ગણી, તેનીજ ભક્તિમાં અહોર્નિશ ભગ્ન હૃદયે દિવસો ગાળવા માંડયા પરંતુ ? !—

ત્રણેક વરસ આ મૃગજળ (ઝાંઝવા) જેવા સુખ જેવી દશા પણ તેના નિર્ભાગી નશીબે ન ભોગવવા દીધી. માધવચંદનો પુત્ર કેશવ બાપનો પૈસો હાથ આવતાંજ મોજમજાહ, રંગરાગ અને વ્યસન વિગેરેમાં ફના-

ક્ષાતીયાં થઇ સોળ વરસની વયે પૂર્ણ રીતે ઉખડેલ જારી જુગારી બની, પાયમાલ થઇ, બધો પૈસો તળીયાઝાટક કરી, આખરે વિસ્ફોટકના દરદથી રીબાઇ રીબાઇ મરણ પામ્યો. કનક જેણે સગી માતા માફક તેની ગાળોને ન ગણકારતાં, "અપકાર પર ઉપકાર" કરી, માવજત કરી હતી, અને પોતાના મરનાર પતિનો વંશવેલો આનાથી ચાલવા સંભવ હતો તે પણ આમ અકાળે જીવન દીપક બુઝાતાં જડામુળ વંશ થતાં, હવે "વાંઝીયા, નખોદીયાં વિધવા" ને "કાળમુખી, અપશકિતયાળ" વિશેષણો પામી જીવતાં મરવાની દશા પામી. હૃદયના કચડાવાથી ફકત ઇશ્વરશ્રદ્ધારૂપી છેલ્લી ઓથ રહેતાં જીવનના બીજા પાંચ વરસો, અન્નને દાંતને બરાબર દોસ્તી ન રહેતાં કૃશ શરીર, બેઠા ડાચાં, અને ઉંડી ગએલી આંખો, પણ ચારિત્ર્યતેજવાળો સીનો, પૂજ્ય ભાવ ઉત્પન કરાવતા, એવી કનકનાં, દોહલાં દુઃખભર્યાં ગયાં.

નટવરને પણ ચાર લોકે શરમાવવાથી કમળાની પુત્રી મોંઘીનો પાણી ગ્રહણ કર્યો. આ અરસામાં લાલદાસ અતીસારના રોગથી પોતાની સેવા કરતી પુત્રીનું જીવન ધૂળધાણી કરવા માટે પસ્તાતા, અને બાપ દીકરી વચ્ચે આ સંપ થયો જોઇ બળી ખાખ થતી કમળાની ફકત કેટલી પુંજી મળશે એ સ્વાર્થમય ધ્યેયથી બેદરકારી વચ્ચે રીબાઇ રીબાઇ મરણ પામ્યા. છ એક માસ ખુણો પાળી પોતાની માલકત સમેટી પોતાના પુત્ર બાબુને લઇ "સાસુ તીરથ" બની કમળા જમાઇ નટવરલાલને ત્યાં આવી. પોતાની પુત્રીના હિતને બહાને ધીરે ધીરે બધા પેટીપટારાની ચાવીઓ કબજે કરી, નટવરને હાથમાં નચાવી નીચોવી બાબુને માલદાર કરવાનો પ્રિસ્સો કરવા માંડયો. નટવર આ ગત સમજી ગયો પણ તેનું હૃદય ભાંગી ગયેલું હોવાથી, તે પ્રવૃતિમાં રસ કે લોભ જણાવતોજ નહિ. કારણ એ વખત કાચું પાકું ખાવું અને દિવંક બેસી દયા ઉત્પન્ન થાય એવા કંઇ "જગરના વાંચનારાઓ હવે તો માર્ગ બતલાવો" ગાવાનો તેનો ક્રમ હતો.

"નહિ નહિ, જગત ભૂંડું કે જાણે કે હવે આપણાં વચ્ચે નિર્દોષ પણ લાગણી ભર્યો સંબંધ છે તો મને તો ગમે કરે પણ તમને ડુંપી નાખે માટે મને તો જેમ સડી રહું છું તેમ સડવા દ્યો." "હાય, હિંદુ સંસાર એક અનાથ વિધવાને સગવડ આપવાનો વિચાર તે પણ અનાચારના ઉદ્ભવની શંકાનું સ્થાન?"

ઉપર મુજબ, એક ફાટયાં તુટયાં કપડાંવાળી બાબારણ જોડે એક શ્રીમંત પણ અકાળે ચિંતાથી સફેદ થયેલા વાળવાળો બેઠેલા ડાચાવાળો યુવક, વાતો

લાપ એક કુવા પાસે કરતો હતો. ત્યાં વિફરેલી વાઘણ જેવી એક પ્રબળ અબળા આવીને " **નટવરલાલ**, નફટાઈ કરતાં શરમાતા નથી જાઓ ઘેર," એમ તડુકી મંદમતિએ જતા જમાઈને જલદી ઘેર જવા હુકમ કરી, દાંતીયાં કરતી ઉભી. " કાળમુખી, છપરપગી, કુલટા અમારા ઘરમાં અન્ન ખાઈ મોટી થઈ, મ્હારા જમાઈને ભુરકી નાંખી, ભોળવી, ફસાવી શા મોંએ મ્હારા આગળ સ્હામી છાતીએ ઉભી છે ?" એમ કહી બીચારી નિર્દોષ ભગ્ન હૃદયા કનકને ઉપાડી, તે હાડપીંજરને કુવામાં ધકેલી દીધું—એક ધબ કરીને અવાજ ને " હાય માતપિતા આવાં ન મળશો. જીવતા મારો પણ મરતાંએ ફુબાડો " શ્રીકૃષ્ણ શરણં મમ " અને ખલાસ.

ત્રીજે દિવસે કનકને ભૂખમરાથી આપઘાત કર્યાનું કલંક ચોટયું અને " હાય દીકરી, અમને રઝળાવી ગઇ. ઘડપણમાં સુખ ન દેખ્યાં રે બાપ !" એમ મ્હોં વાળની કમળાએ બીજી કુટનારી બૈરીઓએ શાંત પાડતાં " કનકે કાળું કર્યું હતું—છઠો મહીનો જતો હતો તેથીજ કુવો પૂર્યો હશે ? ! ! ! " એમ મરનાર પૂણ્યાત્માને હરામનો હમેલ હોવાનો બેધડક નિર્ણય જાહેર કર્યો. આમાં તેનો હેતુ ફકત પોતાની જવાબદારી ટાળી, ખાલી ફજીત ફજેતી હતી બાબુ અને મોંઘી પોતાની માની આવી વર્તણુક ને તરછોડતાં હતાં અને નટવરની મનોવ્યથા તો વર્ણવ્યા કરતાં સમજી કલ્પવી ઠીક થઇ પડશે. આ બહેરા સ્વાર્થી જગતે કનક કુમળી કચડાયલી કળી કે કુટિલા, તેની શોધનો પ્રયાસ કરવાની પણ દરકાર પણ ન કરી. અનેક દુ:ખી જીવોમાંથી એક છુટયો એમજ નિરાંત ગણ્યા સિવાય છુટકો નહિજ ! ! !

પણ ભગ્ન હૃદયા **નટવરનો** તે છેલ્લી રાત્રીની તેણીનાં વચનો નજ ભૂલી શકયો. કમળા સાસુનાં વગોણાં શામ દામ, દંડ ભેદ તેમજ પોતાની કાચી ઉમ્મરની પરણેતર મોંઘીના પ્રયાસને લીધે પણ ભૂતકાળ ભુલવામાં વિજય મળ્યો નહિ. રાજરોગ ક્ષયથી છ એક માસમાં પણ તે પંચત્વ પામ્યો.

" જેવી કરે કરણી તેવી તરત ફળે છે. બદલો સારો માઠાનો અહીંને અહીં મળે છે, " આ પ્રમાણે **નટવરના** મકાનમાં આગ લાગતાં મોંઘી અને બાબુ બહાર ન નીકળી શકવાથી રાખોડા થઈ ગયાં, અને કપડાં બેર બહાર નીકળેલી કમળા પોતાના કાર્યોનું ફળ ભોગવવા દીવાની બની, જીવતાં ફાંસી ભોગવી રહી, અને એક કાળ રાત્રે પોતાનાં મરણ પામેલાં કનક, **લાલદાસ માધવચંદ**, બાબુ, મોંઘી અને નટવરના કલ્પિત ભૂતોને ખ્વાબમાં પાણી-

માં જોઈ નદીમાં પડી મરણ પામી ઘસડાઇ ગઈ, અને તેનો ઈતિહાસ પણ તે સાથેજ તણાઈ ગયો.

ઉપસંહારમાં એટલોજ પ્રશ્ન વાંચકના હૃદયને પૂછવાનો કે ભગ્ન હૃદયા કનકને ભગ્ન હૃદયી નટવર સ્વર્ગમાં ફરીમળી અધુરાં સુખો પ્રત્યક્ષ ભોગવવાને લ્હાવો લેતાં હશે ?

## ગુરૂ પ્રતાપ.

મહારાષ્ટ્રમાં પૂના પાસે આલંદી નામનું એક ગામડું છે. નદી નટપર આવેલા તે ગામની બીજી બાજુ ન્હાનકડી ધર્મશાળા સાથે એક મારૂતીનું મંદીર છે. એ સ્થળમાં સત્તરમી સદીમાં બનેલી આ વાર્તા છે.

એક ચાતુર્માસમાં ઉપર કહેલે સ્થાને ગુરૂ અને શિષ્ય ચોમાસુ ગાળવા આવી ઉતર્યા. પ્રાતઃકાળે સૂર્યોદય પહેલાં ઉઠવું, નિત્યકર્મથી પરવારી ગુરૂએ ધ્યાનમાં બેસવું અને શિષ્યે ગામમાં જઇ ભીક્ષા માંગી લાવવી. ગુરૂ શિષ્યના સહકારથી ભોજન કાર્ય સમાપ્ત થતાં ધાર્મિક અને અક્ષરજ્ઞાન શિષ્યે ગુરૂ પાસે લેવું. સાયંકાળ પછી મળે તો દૂધ પી શિષ્યે ગુરૂના પગ ચાંપવા, અને ગુરૂએ પુરાણ વિગેરેની નીતિ આપનાર વાર્તા કહી બોધ આપવો એ તેમનો નિત્ય નિયમ હતો.

બાર વર્ષનો શિષ્ય ગામમાં ભિક્ષા માંગવા જતો ત્યારે "જ્યાં સુધી ગુરૂનું છત્ર છે ત્યાં સુધી કોઈ પણ શું કરનાર છે," એમ બાલ શ્રદ્ધાથી મુકત કંઠે બોલતો. તેનું બ્રહ્મચારી જેવું રૂપ અને રસભરી વાણીથી ખેંચાઇ ગામના લોકો યથાશકિત આપી તેની ઝોળી ભરતા.

નિયમ પ્રમાણે ગામના એક ફળીયામાં જઇ શિષ્યે બૂમ મારી અને એક ઘર પાસે ઉભો રહ્યો. ઘરમાંથી ટુંકું પોતીયું પહેરેલો અને ઉડતી શિખાવાળો એક વિપ્ર બહાર આવી, છોકરાના મોઢા સામું જોઇ લીંપેલા ઓટલા ઉપર રમચાંથી કોઠા દોરી, ગણત્રી કરી કહેવા લાગ્યો, "અરેરે, નાહાન, તુમાર્ખી બાળક, આવતી કાલે અગીઆર વાગે ત્હારૂં મરણ છે. ગુરૂ પણ તને કાલના પંજામાંથી બચાવી શકે નહિ !!"

આમ બોલી પાકુ સીધું તેને લાવી આપ્યું. એક તો બાળક અને કરાળ કાળની વાત સાંભળી ગભરાયલો તે શિષ્ય, જેમ તેમ ઝોળી ભરી લથડતે પગે રોજના કરતાં બમણો મોડો ગુરૂ પાસે પહોંચી શકયો. ગુરૂએ તેના સામુ જોતાં તે રડી પડયો અને પોતાના માબાપ પાસે જવા રજા માંગવા કરગરવા માંડયો. ગુરૂએ તેને ટાઢો પાડી જમાડી બીછાનું કરી સુવાડયો. અને ત્યાર પછી પોતે ઇશ્વરોપાસના કરતા ગાતા નિદ્રાવશ થયા.

"હજી, એદી માફક પથારીમાં કેમ આળોટયા કરે છે? આ સૂર્ય માથે આવવા માંડયો તોપણ નિત્યકર્મ કર્યું નથી. કાલે પણ મ્હારી પગચંપી કરવામાં પણ ગાપચી મારીને? ચાલ ઉઠ અને મ્હારા પગ ચાંપવા માંડ." આમ બોલી ગુરૂજી બારી પાસે કામળો પાથરી સૂતા. શરીર ચણા શેકાઇ જાય એટલું તપતું હોવા છતાં શિષ્ય બેઠો થઈ પગ ચાંપવા માંડયો. સવારના દસેક વાગ્યાનો વખત થયો હશે. થોડા સમયબાદ બ્હારી બ્હાર શિષ્યને માબાપની આકૃતિ દેખાઇ કહેવા માંડી "અલ્યા ત્હારે અમારી જોડે ઘેર આવવું છે ને?" શિષ્ય એકદમ ઉભો થઇ દોડવા વિચાર કરવા માંડયો. પણ ગુરૂના "હુંકાર" સાથે પગનું ઢીચણ કપાળમા અડતાં, પોતાની ફરજમાં ધાકથી ચાલુ રહેવું પડયું.

થોડીક ક્ષણો પછી બે તેના જેવા ન્હાના છોકરા 'ગીલ્લી દંડા' અને 'મારદડી' લઇ રમવા બોલાવવા માંડયા, પણ ગુરૂ વર્તનથી ચસાયું નહિ. પાછા થોડીવારે એક સ્ત્રી મીઠાઇનો થાળ લાવી તેને જમવા બોલાવવા માંડી, પણ મૌનથી લોહચુંબક માફક લોહ રજકણને વળગાડી રાખનાર ગુરૂ તેના ગમનમાં નડયા. ઘરેણાં અને કપડાલત્તા દેખાડનાર શાહુકાર પણ તેને ચળાવવામાં ન ફાવી શકયો. ઢોંગી ગુરૂને છોડી પોતાની સાથે મોજ શોખ, તમાશા અને દેશાટન કરવા સમજાવનાર એક યુવાન યોગી તેને મંત્રવશ કરી ઉઠાવી ખેંચી જતો ગુરૂ "હુ"કારે પાછો પડયો.

હવે તો તેને બીવરાવે તેવાં માણસના દેહ અને સિંહ વ્યાઘ્રના માથાવાળાં રૂપો, આંખો કાઢી ડરાવી બોલાવવા માંડયા. તીર, તલવાર અને ફરસીવાળા કાળા મીંઢ જેવા પ્રચંડ કાયાવાળાં પણ "આવે છે કે નહિ?" કહી હથીયાર ઉગામી છીભડા કાઢવા માંડયા. શિષ્ય બિન્યો અને જવાની તૈયારીમાં હતો પણ ગુરૂ એમ પગચંપી કરાવવાની સેવા છોડવા દે એમ કયાં હતું?

અંતઃમાં અગીયાર વાગે, કલ્પેલી ધર્મરાજાની મૂર્તિ, પાડાપર બેસી ત્યાં મારી આગળ દેખાઇ, અને એક કલાકથી " જવું કે નહિ " એમ વિચારે મુંઝાયલા અને છેલ્લા દેખાવે ગભરાયલા, તેમજ ગુરૂના ત્રાસે ત્રસ્ત શિષ્યે, મનના વિચારો અને હૃદયની લાગણીઓનો દ્વંદયુધ્ધનાં વમળમાં પડી. ગુરૂચરણે કામળાપર માથુ આંખો બંધ કરી મુકી દીધુ.

તેજ દિવસે બપોરે ગામમાં તેજ શેરીમાં પેલો શિષ્ય પહેલા કરતાં મોટે ઘાંટે " જ્યાં સુધી મ્હારા ગુરૂનું છત્ર છે ત્યાં સુધી કોઈ પણ શું કરનાર છે, " એમ સાદ પાડતો માલમ પડયો.

" અલ્યા તું જીવતો ? હેં ! ! એમ કહેતો પેલો વિપ્ર ઘરની બહાર આવ્યો અને ફરી રમચાંથી કુંડળી કાઢી ગણી બોલ્યો " કાંતો જ્યોતિષ શાસ્ત્ર ખોટું અથવા—! ! " તેણે શિષ્યને પાકુસીધું આપવા માંડયું પણ તે છોકરો " કાળ જોશીનું કોણ અન્ન લે " એમ કહી ફરીથી પાછો બુલંદ અવાજે " ગુરૂ બાબાનું છત્ર છે ત્યાં સુધી કોઇ ( જોશી સામે કટાક્ષયુકત નજર નાંખી ) પણ શું કરનાર છે " એમ બોલી બીજા ઘરમાંથી મળેલું સીધું લઈ ચાલ્યો તેની પાછળ થોડે અંતરે એક વ્યકિત પણ છુપાતી લપાતી જતી હતી.

" બચ્ચા હવે તો આરામ છે ને ? આજે રસોઈ. પાક અને પગચંપી તેમજ વાર્તા શ્રાવણ થશે ને ? " એમ ગુરૂએ પૂછતાં શિષ્યે કહ્યું. " ગુરૂજી કાલ મને કાળમૂખાના સવારમાંથીજ શકન થતાં આખો દિવસ શું થયું એ ખબર નથી, પણ આજે આપનું મોઢું જોતાં આનંદ છે અને આપની કૃપાએ લીલા લહેર છે " તેજ ક્ષણે પેલી વ્યકિત-પેલો જોષીએ આવી, ગુરૂને ચરણે સાષ્ટાંગ દંડવત્ નમી, અને પોતાની ભૂલની માફી માંગી," કાળને પાછી ફાળ ભરાવવાની " શકિતવાળા ગુરૂને પોતાની શંકા દૂર કરવા વિનંતિ કરવા માંડી.

ગુરૂએ હસીને એટલુંજ કહ્યું "**વૃદ્ધિ, ( જન્મ ), વિદ્યા, વસુ ( પૈસા ), વિવાહ ( લગ્ન ) અને વિનાશ (મરણ) વિધાતાને વશ છે** પણ આ સેવકની વિનંતિ છે કે જ્યોતિષ વિદ્યાનો ઉપયોગ કોઇને પણ વગર પૂછયે મરણ કાળ કહેવામાં તમારે કદાપિ ન કરવો. " પેલા માણસે તે પ્રમાણે ચાલવા વચન આપ્યું, અને ગુરૂએ શિષ્યને આશિર્વાદ આપ્યો કે " બચ્ચા, ત્હારૂં પણ કલ્યાણ થશે.

ઉપરોકત ગુરૂ તે, શિવાજી મહારાજને રાષ્ટ્રની આઝાદી માટે પ્રેરનાર,

**સમર્થ રામદાસ સ્વામી,** જોષી તે તે કાળનો પ્રખ્યાત દૈવજ્ઞ **નારાયણ જોષી,** અને શિષ્ય, ગુરૂના વચનાનુસાર સાતમી પેઢીએ મ્હૈસુરની દિવાનગીરી મેળવનાર "પુર્ણીઆ" દિવાનના પૂર્વજ "**ચંદ્રમૌલી.**"

આપણા **આર્યાવૃતમાં** બે એક સદી ઉપર પણ આવા ગુરૂ અને આવા શિષ્ય થઈ ગયા છે અને એવાના પૂણ્યપ્રતાપે **હજી પણ હિંદ ચારિત્ર્યવાન હોવાથી મુક્તિ મેળવશેજ. અસ્તુ.**



# નિબંધ વિભાગ વિષે.

## આધુનિક યાત્રાનાં સ્થળો.

આપણા હિંદના જુદા જુદા ધર્મોપદેશકોએ પ્રવાસથી શાંતિ અને દિશાફેર થાય એ હેતુથી યાત્રાને ધાર્મિક સ્વરૂપ આપી તે ચાલ રૂઢ કર્યો. હિંદુઓએ ચારે ધામની યાત્રા, જૈનોએ પરકંમા, બૌદ્ધોએ વિહાર ગમન અને મુસ્લીમોએ હજ્જ કરવાની જરૂરીયાત તેમના ધર્મના નેતાઓએ જણાવી આ પ્રમાણે યાત્રાની ઉત્પતિ થઈ.

અસલના સમયમાં લોકો ટોળીઓ બાંધી, સંઘોમાં, પગરસ્તે કે ગાડાંઓમાં યાત્રાએ જતા. રસ્તામાં દર મજલે પડાવ નાંખી, રસોઈ બનાવી, પંકિત ભોજનનો આનંદ લુંટી, રાત્રે આરામ લઈ બીજે દીવસે બળદકે ઉંટ વિગેરે ઉપર સામાન લાદી કુચ કરતા. આ પ્રમાણે બે ત્રણ માસે યાત્રાના સ્થળે પહોંચતા, અને યાત્રાના સ્થળમાં થોડા દિવસ રોકાઈ ધર્મ-દાન કરી, બ્રહ્મભોજન કરી, બાધા વિગેરે કરી, પાછા પહેલાની માફક કૂચ મુકામ કરતા. પોતાના વસવાટમાં પાછા આવતા યાત્રાળુઓને ગામ કે શહેરના રહીશો તરફથી ઘણુંજ માન મળતું, અને તેમના માનમાં ઉજાણી ગોઠવાતી, જ્યાં કલાક બે કલાક તેઓ પોતાના યાત્રાના અનુભવનું વર્ણન કરી શ્રોતાઓનાં કુતુહલ ( જીજ્ઞાસા ) ને સંતોષતા જે માણસ વધારે યાત્રા કરતો તે વધુ પૂછવા લાયક અને પૂજનીય ગણાતો ( અર્થાત દેશ ફરેલ. પ્રવાસી માણસની પિછાણ થતી ). આ પ્રમાણે જૂના જમાનામાં યાત્રાની વ્યવસ્થા હતી. તે જમાનામાં યાત્રાના સ્થળો પવિત્ર વાતાવરણના, શુધ્ધ અને સાત્વિક ભાવને પોષનારાં, અશ્રધ્ધાળુમાં શ્રધ્ધા ઉત્પન્ન કરનારાં, અને વંદનીય તથા શાશ્વત શાંતીના સ્થળો હતાં. આ પ્રમાણે ઓગણીસમી સદી સુધી ચાલ્યું.

ત્યાર બાદ ઓગણીસમી સદીમાં હિંદમાં રેલ્વે આવી. જેમ જેમ રેલ્વે પ્રસરતી ગઈ તેમ પ્રવાસમાં વાહનની દ્રષ્ટિએ સહેલું કામ થતું ગયું, પરંતુ જ્ઞાન જેમ લોકોમાં ફેલાતું ગયું તેમ લુચ્ચાઇ પણ પ્રસરતી ગઇ. હવે યાત્રાળુઓ યાત્રાના ધામોમાં યાત્રા નિમિતે કમાવા, લુચ્ચાઈ કરવા, ચોરી

કરવા, વ્યભીચારને પોષવા, જુગાર રમવા અને દુરાચરણી વિધવાઓએ ગર્ભપાત—બાળહત્યા કરવા, યાત્રાના સ્થળોનો આશરો લેવા માંડયા.

અત્યારના જમાનામાં યાત્રાના સ્થળોમાં લોકોએજ ચઢાવી મુકાવેલા દુકાનદારો દોઢા ભાવે માલ વિક્રય કરે છે. લોકોથીજ જ્ઞાન પામેલા દુધ વેચનારાઓ પાણી જોડે પરણાવેલું દૂધ મ્હોં માગ્યા ભાવે વેચે છે અને પવિત્ર સ્થળના પૂજારીઓ ધારી દક્ષણા ( બલ્કે ફી ) પરાણે યજમાન પાસેથી શકિત ઉપરાંત વસુલ કરે છે.

સુપાત્ર શ્રીમંતોએ બંધાવેલી ધર્મશાળાઓનાં રક્ષકો ભક્ષક બની લાંચ, ચોરીમેરી, હકસાઈ અને પાનસોપારી નિમિત્તે પૈસા આપનાર યાત્રાળુઓનીજ સગવડ ઉપર ધ્યાન આપે છે, અને ઘણી વખત બિલકુલ પૈસા ન ભરનાર કે ઓછા પૈસા ભરનારને ધર્મશાળામાં જગ્યા મળતી નથી.

વળી યાત્રાના સ્થળોના ગોરોનો કે પંડયાઓનો વિચાર કરીએ છીએ ત્યારે કુતરાને વળગતી બગાઓનો ખ્યાલ આવે છે. યજમાનોને સગવડ આપનાર અને માર્ગદર્શક ભોમીયા થવાને બદલે તેઓ તેમને લુંટવામાંજ મઝા માને છે.

કયાં યુરોપના કુક અને કોકસ કંપનીના દરેક સ્થળે ઉતારૂને સુખ સગવડ કરી આપનાર સ્વચ્છ પોષાકના માણસો અને કયાં ગંધાતાં કપડાંવાળાં યજમાનને શ્રીમાનજ જાણી લુંટી લેનારા મેલા વસ્ત્રવાળા અમારા ગોર ગીગો ? ! !

યાત્રાના સ્થળનાં નવાણો, વાવો, કુંડો અને બીજાં જળાશયોને વિચાર કરીએ ત્યારે ત્યાં દુર્ગંધ પ્રસરાવનારા આપણે યાત્રાળુઓજ છીએ એમ ચોકખું માલુમ પડે છે. પવિત્ર તિર્થના સ્થળ પાસે આપણે મળ ત્યાગ કરવા બેસીએ છીએ, તેવાને તેવા હાથ પગ અને વખતે તેવુંજ મેલું શરીર પણ આપણે તિર્થસ્થળ પાસેના જળાશયમાં ( કુંડમાં ) ધોઇએ છીએ. કપડાં પણ જળાશયમાં ધોઇએ છીએ અને કેટલીક વખત કચરો કે પ્રવાહી કે ઘન મેલું તે જળાશયમાંજ પધરાવીએ છીએ. આ પ્રમાણે આપણાં તિર્થસ્થળોમાં કુડકપટ, ગલીચ વાતાવરણ અને અશુધ્ધતા ફેલાવનારા પણ આપણેજ છીએ. આવી અર્વાચીન તિર્થસ્થળોની સ્થીતિ છે. તે સુધારવા આપણે શું કરીએ તે વિચારવું જોઇએ. તેની તેજ સ્થીતિમાં, જો આપણે તેવાં સ્થળોને, 'બાપનો કુવો માટે બુડી મરવું,' એ ન્યાયે રાખવા માંગતા હોઇએ તો જગતની પ્રગતિમાં અંતરાયરૂપ થઇ પરમાત્માના ગુન્હેગાર થઇએ.,

માટે તેમાં કંઈ પણ સમયોચીત સુધારો કરવો, તે હવા પાણી અને અન્ન જેમ દેહને માટે અવશ્યક છે તેટલે બલ્કે તેથી વધુ દરજ્જે જરૂરનું છે. કેટલીક વખતે પુરાણી પ્રણાલીકાને તોડતાં લઘુમતીને લીધેજ આપણો અવાજ નગારખાનામાં તુતુડી માફક અરણ્યરૂદનતુલ્ય ( જંગલમાં રડવા જેવો ) લાગે છે, તોપણ પોતાના જમાનાનો નાસ્તિક ભાવી પયગમ્બર રૂપ પૂજનીય બને છે, તેજ મુજબ વાંચે, હશે કે સોએ વર્ષે આપણું કહેલું સોનેરી સિધ્ધાંત ગણી તેને ધ્યાનમાં લેવાની સમય ફરજ પાડે છે, ત્યારે હવે મૂળ મુદ્દા ઉપર ચર્ચા ચલાવીએ.

આધુનીક યાત્રાનાં સ્થળો સેંકડે નેવું ટકા સડેલાં છે. કોઇને મ્હારી વાત સોએ સો ટકા બાદ કરવા જેવી ગલત લાગે પરંતુ આ ભયંકર નગ્ન-સત્ય છે. ત્યારે હવે તેના પુનરૂત્થાન અને પુનરોધ્ધાર માટે આપણે તેમાં રહેલી મુખ્ય ચાર ઉણપો કઈ રીતે પૂર્ણ થઇ શકે તે જોઇએ.

એક ઠેકાણે લખેલું છે કે બીજા સ્થળોએ કરેલાં પાપ પ્રાયશ્ચિત અને પશ્ચાતાપથી ધોઈ શકાય પરંતુ ધર્મક્ષેત્રે કરેલું પાપ તો વજ્રલેપ થતાં સાત જન્મે પણ આત્માનો પીછો છોડે નહિ. જ્યારે જ્યારે યાત્રાના સ્થાનોમાં નૈતિક અધોગતિવાળાં યૂવાન સ્ત્રી પુરૂષો અને કેટલીક વખતે વૃધ્ધો પણ પાપપૂંજ ધોવાને બ્હાને આવી ગોલ્ડસ્મીથે લખ્યા મુજબ "પ્રાયશ્ચિતમાં પણ પાપ આદરતાં" આ લેખકે જોયાં છે, ત્યારે તેના હૃદય ઉપર એવી અસરનો આઘાત થયો છે કે 'મનુ, બુધ્ધ, રામ અને કૃષ્ણ' ની સ્વરાજ્ય માગતી હિંદમૈયાના આવા સંતાનોને લીધેજ હિંદ હજી ગુલામીમાં સૈકા સુધી સડયા કરે તો નવાઇ નહી.

યાત્રાના સ્થળોનું નૈતિક વાતાવરણ સ્વચ્છ હોવું જોઇએ, અરે–આદર્શનીય હોવું જોઈએ. 'નીતિ' શીખવા યાત્રાએ જનાર અનીતિના કુકૃત્યો થતાં જુએ ત્યારે તે ભાવી પ્રજામાં કેવી કુવાસના પેદા થાય એ અનુભવીજ ખ્યાલમાં આવી શકે.

બીજી ત્રુટી **આરોગ્યની** છે. મક્કા મદીના હજ માટે જનાર હજારો હાજીઓ મહામારી ( Cholera ) ના મહાવિકરાળ પંજામાં સપડાઇ યાત્રાને બદલે આગબોટમાંથીજ યમાલયમાં પહોંચી જાય છે. યાત્રાના સ્થળમાં દક્ષણા મેળવવાના લોભમા બ્રાહ્મણો એક દિવસમાં ત્રણ ચારવાર જમી બદહજમી મરડો અને ચુંક રૂપી રોગના ભોગ બને, યાત્રીકો પવિત્ર ધામની ધર્મશા-

ળાઓમાં મચ્છર, માંકણુ અને ચાંચડ કે પોતેજ પાડોશમાં પત્રાળાં ફેંકી પાણી વધુ પ્રમાણમાં ઢોળી ઉત્પન્ન કરેલા રોગથી પીડાય એથી અસલના વારામાં યાત્રાથી બશેર લોહી ચઢતું ( શરીરનું વજન વધે ), તેથી સાવ ઉલટું શરીરને ચાર છ માસ યાતના ભોગવવી પડે કે દેહની આહૂતી ( બલીદાન ) આપવી પડે. શું આ ન સુધરી શકે ?

ત્રીજું અંગ સુખ સગવડ છે. અત્યારે તો યાત્રાનાં સ્થળોમાં ચોરી થયાની, પોટકું વાસણુ કે કંઈ પણુ ચીજ ગૂમ થયાની, ભૂલે પડેલાને ભૂલથાપ આપી લુંટી લીધાની, અમુક સ્ત્રી યાત્રીકોની મશ્કરી કર્યાની, ફરીયાદોના પોકાર ચારે બાજુએથી સાંભળીએ છીએ. રેલ્વે અમલદારો ‘ લગેજ ’ કે ‘ ટીકીટ ’ ના બ્હાનાથી અજ્ઞાનતાનો લાભ લઈ લુંટે છે, સ્ત્રી યાત્રાળુને સતાવે છે અને ચોરી ઉપર શીરજોરી માફક નિર્દોષ બની છુટી પણુ જાય છે ! ! ! જૈન વૈષ્ણવ અને શૈવમાર્ગીયો શેતરૂંજા, આબુ, આરાસુર, દ્વારકાં, ડાકોર, અને પ્રભાસ-પાટણમાં ફકત શ્રીમંતાઈને લીધે ધર્મશાળામાં ‘ **હિંદુશાહી** ’ ચલાવી પોતાના સગાં અને સહધર્માઓને જગ્યા વિનાના રાખે છે ! ! એક વખત શ્રીમંત સંઘવી બની ન્યાત અને ગામનાને સુખ સગવડ સાથે યાત્રા કરાવતો અને અત્યારે તેજ શ્રીમંત વર્ગ પોતાના ગરીબ જ્ઞાતીબંધુને ધર્મશાળાના પાંચ રૂપીયાના પગારદાર પગી કને રાતોરાત ગાંસડા બીસ્ત્રા સાથે ધક્કા મરાવી કઢાવે ! ! ખરે એ પણુ સમયની બલિહારી છેજ.

ચોથી અને છેલ્લી પણુ ઘણીજ જરૂરની ચીજ **ઉપદેશની** છે, ધનદાનથી અન્નદાન અને સૌથી **જ્ઞાનદાન** ઉંચ પંકિતએ રહેલું છે. યાત્રાળુ શા માટે યાત્રાએ જાય છે, તેનું ત્યાં શું કર્તવ્ય છે, ધર્મ એટલે શું ? પાપ પુણ્ય સમજ, વ્રત નિયમ કયા પ્રકારના લેવા, ઇત્યાદિ પૂર્વ સમયમાં પુરોહીતો ( ધર્મગુરૂઓ ) સમજાવતા, પણુ અત્યારનો લાડુ અને દક્ષણા દેવનો ઉપાસક વિપ્ર વર્ગ તેમ કરે છે ? સાચો જવાબ જોઇએ તો તે નકારમાંજ મળશે.

આ પ્રમાણે વાસ્તવીક ચાર ત્રુટીઓ મુખ્ય છે. બીજી ઘણીએ હશે, પરંતુ આ લઘુલેખમાં તે વિચારવાનું અને તેના ઉપર વિવેચન કરવાનું પ્રયોજન નથી. આવા ઉપાયથી આધુનીક યાત્રાના સ્થળો તેના નામ પ્રમાણે ગુણુ ધરાવતાં નંદનવનસમ મનોહર, સ્વર્ગસમાં સુખદ તપોભૂમિ જેવાં પુણ્ય દાન અને સૌનેટોરીયમ જેવા આરોગ્યનાં ધામ બને એ ઇચ્છવા જોગ છે.

**હિંદમાં દરેક શહેરમાંથી દરેક કોમનો એક સલાહકાર અને એક સેવક ચુંટાઈ**, એક મંડળ સ્થપાય. આ મંડળ દરેક યાત્રાના તિર્થે યાત્રાની તિથીએ સ્વયંસેવકો મોકલે જે સર્વ પ્રકારે ફરી યાત્રાળુઓને સગવડ કરી આપે, સલાહકાર વર્ગ પત્રિકાઓથી યાત્રાળુઓને યોગ્ય સમજ, સૂચનાઓ, અને તેવી યાત્રાનાં સ્થળ સંબંધી માહિતી આપે; જેનો ઉપરોક્ત સ્વયંસેવકો યાત્રીકામાં પ્રચાર કરે. વળી યાત્રાના સ્થાનોમાં સ્વયંસેવકોને ત્રણ ટુકડીમાં વહેંચી નાંખવા, જેમાંનો પહેલો વિભાગ સ્ટેશનથી માંડીને ધર્મશાળા અને જોવા લાયક સ્થાનોમાં માર્ગદર્શક ભોમીયા (Guide) થાય. બીજો વર્ગ **ઉપદેશક** (Preacher) થાય, જે પત્રીકા, ગાયન અને બોધથી મદ્યપાન નિષેધ વિગેરે કરી હિંદની સાચી અને સુંદર સેવા બજાવે, અને ત્રીજો વર્ગ રક્ષક ( Guard ) થઈ યાત્રાળુઓમાં હંસોમાં બગલાની માફક ઘુસી જતા ઠગો અને ચોરોથી રક્ષા કરવાનું રાતદિવસ પહેરો ભરી પુણ્યકાર્ય બજાવે, યાત્રાના સ્થળોમાં ધર્માદા થતા દ્રવ્યનો ચોથો ભાગ આવા મંડળ તરફથી રખાયલી નિભાવ પેટીમાં પડે, અને તેટલોજ બીજો ભાગ આ મંડળદ્વારા દેશની ખરી જરૂરવાળી કોમ, નાત અને ધર્મના ભિન્નભાવ વિનાની સંસ્થાઓને મદદરૂપ મળે. આવા સબળ અને સંગઠીત મંડળના અવિશ્રાંત કાર્યથીજ યાત્રાના સ્થળોનો ઈતિહાસ અને ફાયદા ભોળી પણ અજ્ઞાન જનતાને માલમ પડે. દરવર્ષે પોતાની સાચી મહેનતની કમાઇ સુમાર્ગે વાપરવા જીજ્ઞાસુ પ્રેરાય તેથી પુણ્યકાર્યો પણ સધાય, હેરાનગતી અને ત્રાસ અટકે અને સારી ધાર્મિક સંસ્થાઓ હિંદમાં યોગ્ય મદદથી પોષાય.

અંતમાં "**યાત્રાળુ સંકટ નિવારણ**" સંઘ સ્થાપવાંની હિંદને ( ખાસ કરીને હિંદુઓને ) તાત્કાળીક જરૂર હોવાની અને તેવું મંડળ સ્થાપી ફક્ત નામનું લવાજમ, ઠરાવો, કે કાનુનોથી નહિ પંતુ ખરી પ્રજા ઉપયોગી સેવાં કરવાની પ્રેરણા થાય, તો આ લઘુ લેખ લખ્યાનું સાર્થક થયું સમજીશ. જાગૃત થાઓ, ઉઠો અને ધ્યેય સાધતાં સુધી કાર્ય કરો. એટલુંજ અંતમાં કહેવાનું છે.

---

# હાલમાં સહકેળવણી શકય છે ?

——:●:——

આપણી પ્રજા પાસે હાલમાં કેળવણીનો સવાલ અને ખાસ કરીને વિદ્યાર્થી અને વિદ્યાર્થીઓના સહશિક્ષણનો પ્રશ્ન, તાત્કાલિક નિર્ણય માંગતો ટમટમી રહ્યો છે. આ લઘુલેખમાં તે પ્રશ્નની ઝાંખી રૂપરેખા આપવા અલ્પ પ્રયાસ કરવામાં આવ્યો છે, તો તેમાંથી હંસવૃત્તિ રાખી ક્ષીર-નીર જુદા પાડી, સાર ગ્રહણ થશે તો લેખકનો શ્રમ સફળ થયો ગણાશે.

પ્રથમ આપણે કેળવણીના હેતુ તપાસીએ. અત્યારે પ્રજાનો હેતુ, સારી રીતે પગાર આપે એવી સરકારી કે ખાનગી નોકરી, અથવા ધીકતી કમાણી આપે એવો વૈદ્ય કે વકીલોનો ધંધો, એજ નેમથી કેળવણી લેવાનોવિચાર હોય છે. આ ઉપરાંત નાતજાતમાં અને પ્રજામાં મોભાવાળા ગણવાની લાલસા, પરદેશ જઇ સારી કેળવણી મેળવવાની ધગશ, અને સેંકડે નવાણું ટકા માલમ નથી પડતો તે જ્ઞાનજીજ્ઞાસા માટેજ કેળવણી એવા પણ હેતુ ગણી શકાય.

માનસિક કેળવણી સાથે શારીરિક અને નૈતિક કેળવણીને થોડું ઘણું બલ્કે નહિજ જેવું સ્થાન અપાય છે. આ બધા મુદ્દા જોતાં અને ખાસ કરીને પહેલો મુદ્દો ધ્યાનમાં રાખતાં સહશિક્ષણ શકયછે કે નહિ તેની તપાસ કરીએ.

સહશિક્ષણ એટલે નર અને નારી જાતિને કોઇ પણ જાતના ભેદ વગર પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણી, આધુનિક પધ્ધતિ પ્રમાણે આપવી તે. આ કેળવણીમાં બાલક બાલા. કન્યા કુમાર, કે યુવક યુવતી જ્ઞાનપ્રાપ્તિના પવિત્ર ધ્યેયને અનુસરી સહકાર કરી શકે.

જુના જમાનાનાં પંજાબમાં રહેલી આર્ય ટોળીઓમાં કે પુરાણોના દૃષ્ટાંતોમાં આવી કેળવણીના દાખલા મોજુદ છે. પરંતુ તે વખતે લીંગભાવના નહિ જેવી હતી, નારી માટે પૂર્ણ માન હતું અને કેળવણીનો હાલની માફક ભાડુતી હેતુ પણ નહોતો. અત્યારે વાતાવરણ જોતાં, હિંદની આબોહવાનો વિચાર કરતાં, કેળવણી માટે વિદ્યાપીઠે નક્કી કરેલો કાર્યક્રમ તપાસતાં, સાહિત્ય વાંચન અને નાટકાદિ પ્રેક્ષણની પસંદગી અને અસર જોતાં, અને સ્ત્રી સન્માનની ભાવના જોતાં, પહેલી સ્થિતિમાં એટલે પ્રાથમિક ક્રમમાં

સહશિક્ષણ યોગ્ય છે, પરંતુ છેલ્લી બે કક્ષામાં તો તેવી કેળવણી બીન જરૂરી અને ફાયદા કરતાં નુકશાન તરફ ત્રાજવું નમાવનારી છે.

કન્યાઓને અને યુવતિઓને પોતાની ભવિષ્યની જીંદગી માટે તૈયાર કરવા, તેમને યોગ્ય કાર્યક્રમ ઘડી, સ્ત્રીઓથીજ ચાલતી શાળાઓ સુંદર કામ કરી શકે. વિદ્યાર્થીનીઓની મુશીબત, રસ, દુરાગ્રહ અને શારીરિક વિકાસ ની બાબતમાં આપણે પુરૂષવર્ગ સમાન દૃષ્ટિબિંદુ રાખી કદાપી ન્યાય આપી ન શકીએ. કાંતો આપણે હદ ઉપરાંત સખત અથવા હદ ઉપરાંત નરમ બની તેઓને તેમના મનના વલણને શકિત ઉપરાંત કામ કરવા ફરજ પાડી તેમનો બાંધો નબળો પાડનારૂં ધોરણ દાખલ કરીએ અથવા સાથે ભણનાર વિદ્યાર્થીઓને અન્યાય આપી, સ્ત્રી સ્વતંત્રતાને નામે સ્વચ્છંદીપણાના પાઠ પઢાવી ચારિત્ર્યને નામે શૂન્ય મુકાવીએ.

સ્ત્રીઓને અક્ષરજ્ઞાન ઉપરાંત, કલા ( સંગીત, ચિત્ર અને ગૃહવ્યવસ્થા ) ની, કન્યા—ગૃહિણી—માતૃ ધર્મની વર્તણુકના જ્ઞાનની, બાળઉછેર અને બાળ કેળવણીનીજ જરૂર છે. દલીલ તરીકે માની લઇએ કે કમાવા માટે હુન્નર ઉદ્યોગ અને વિદ્યાની જરૂર છે, તો તે માટે પણ સ્ત્રીઓ અત્યારે એટલી સંખ્યામાં કેળવાયલી છે કે હવે તેઓનું કામ તેઓ ઉપાડી શકે. આ લેખક પોતાના અનુભવ પછીજ લખવાની ધૃષ્ટતા કરે છે કે પ્રાથમિક કેળવણીમાંથી જેટલે અંશે કન્યકા કેળવણી લઇ આવી હોય છે તે અમુક અપવાદ સિવાય માધ્યમિક અને ઉચ્ચ કેળવણીમાં પોતાના પ્રભાવ અને ખુશામતથી દયા ઉશ્કેરી, પોતાનું કાર્ય આગળ ધપાવે છે, અને ઘણે ભાગે અધવચ પોતાના અભ્યાસને તિલાંજલી આપી દે છે. એવી અધુરી અઝકલી અબળાઓ કેળવણી જેવા પવિત્ર કાર્યને પોતાના સંકુચિત વર્તનથી અપનાવે છે. વળી માધ્યમિક કેળવણી વખતે વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓ માટે તન અને મનનો વિકાસ ( Adolescence ) કે મંથન કાળ છે. તે વખતે જેમ શરીરમાં કમનીય ફેરફાર થાય છે તેમ મનમાં પણ ક્રાંતિના વિચારો ઉદ્ભવે છે, તો આવા સમયમાં સહશિક્ષણથી જાણ્યે અજાણ્યે ભૂલો ( પ્રમાદ ) પતિત વિચાર અને વર્તન થઇ જવાનો ભય હોવાથી, આવી પ્રકારની કેળવણી "તૂલ રાશિમાં અગ્નિ" મુકવા સમાન છે. આ પ્રમાણે પ્રશ્નની એક બાજુ છે.

હવે દાક્ષની બીજી બાજુ એટલે સહશિક્ષણની ઉજળી બાજુ તપાસીએ. સહશિક્ષણના ફાયદા નીચે મુજબ ગણાવી શકાય.

સાથે ભણનાર વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓ સ્પર્ધાને લીધે સુંદર રીતે કેળવણી પામી શકે અને બે પક્ષ અરસપરસ એક બીજાને આગળ લાવવા સતત પ્રયાસ કરે.

બન્ને પક્ષ એક બીજાના સદ્‌ગુણોને અવગુણોનું અવલોકન કરી ઉણપો દૂર કરી સારા ગુણોને આગળ વધારી શકે.

વળી સ્ત્રીઓ પોતાનું મહત્વ સમજી સ્વમાન જાળવી, આત્મબળ ખીલવી પોતાની જરૂરીયાતો પુરી પાડે, અને બચાવ માટે પોતાની જાત ઉપર ઝઝુમતાં શીખી શકે.

પુરૂષોના વખાણવા લાયક ગુણોની પ્રમદાઓ પરખ કરી શકે, અને સ્ત્રીઓના સુંદર તત્વો પુરૂષો સમજી તેઓ માટે માન-ભાવ અને પૂજ્ય વિચારો રાખતાં શીખી શકે.

સ્ત્રીઓમાંથી ડરપોકપણું, સ્વાભાવિક-પણ અપ્રાસંગિક ઋજુતા અને અસ્વભાવિક માર્દવના નષ્ટ થાય, અને પુરૂષો અમર્યાદિત, અસભ્ય અને ફુંપદવાળું વર્તન ત્યજી દે, જેથી બન્નેના સહકારથી યોગ્ય સ્ત્રી અને પુરૂષ ઘડાય.

પરંતુ આ આદર્શો અને ફાયદા અત્યારે સ્ત્રીને " આદર્શનીય આર્ય ભગિની " ગણાય તોજ થાય, અર્થાત્ સ્ત્રી એ સમાજનું અંગ-સંસારરૂપી રથનું બીજું ચક્ર છે-એમ ગણાય તોજ થઇ શકે; પણ હાલમાં તે માન્યતા ભૂતકાળમાં હતી એમ સંભારવાનુંજ રહ્યું છે. ભવિષ્યમાં થાય તો તે ઇચ્છવા યોગ્ય અરે !-વધાવવા યોગ્ય ગણાય.

અંતમાં આ પ્રશ્નનો બન્ને બાજુએથી ગંભિર ચિત્તે વિચાર કરતાં, આ લઘુ લેખ લખનારને પ્રો. કર્વેનું, મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કોલેજનું, વનિતાવિશ્રામનું અને મહિલા મહાવિદ્યાલયનું કાર્ય જરૂરી સ્તુત્ય લાગે છે, અને એથીજ સ્ત્રીકેળવણી પુરેપુરી ખીલવણી પામશે એમ જણાય છે.

વિદ્યાર્થીઓ માટે હાઇસ્કુલો-કોલેજો જુદીજ રહેવા દેવી જોઇએ અને જ્યારે સ્ત્રીઓ પુરેપુરૂ ઘણીજ સંખ્યામાં કેળવાતી જશે ત્યારે તેઓ પોતેજ ઉચ્ચ કેળવણીના પોતાની જરૂરીયાત મુજબ કેળવણીગૃહો, છાત્રાલયો, કસરતસ્થાનો, વાંચનાલયો, મંડળો અને પરિષદો સ્થાપશે.

આ લઘુ લેખમાં આ પ્રશ્નનો નિર્ણય લેખકનો અંગત અભિપ્રાય છે, એટલે કે કોઇને બંધનકારક નથી. ફકત તેના ઉપર વિચાર થાય એજ શુભાશય પાર પડે એટલીજ વાંછના છે. અસ્તુ.

# ગાંધીયુગ અને પૂર્વયુગની તુલના.

"યુગ" શબ્દને આ લઘુ લેખમાં મર્યાદિત કરી, પાંચ વરસ ઠરાવી, પૂર્વ યુગ એટલે ઇ. સ. ૧૯૧૬ થી ૧૯૨૦ અને ગાંધીયુગ એટલે સને૧૯૨૧ થી ૧૯૧૫ નો સમય સમજવા આમુખમાં વાંચકને વિનંતિ કરી, ઉપરોક્ત દસકામાં (૧) વેપારી વર્ગ (૨) વિદ્યાર્થી વર્ગ (૩) વૈદ્ય અને વકીલ વર્ગ, (૪) મજુર અને કારીગર વર્ગ અને (૫) અન્ય બીજા સામાન્ય વર્ગની દશા શી હતી, અને શી થઇ, તેનો ચિતાર આપી તુલના કરવાનો આ લઘુ લેખનો અલ્પ પ્રયાસ છે. પહેલાના પાંચ વરસનો જનસમાજની સામાન્ય સ્થિતિ ઉપર ગાંધીયુગે શો વિકાર કર્યો તે એક તટસ્થ પ્રેક્ષક તરીકે જોઇ તાદશ્ય કરવા આ સાહસ છે, તેમાંથી ગ્રાહ્ય ગ્રહી ત્યાજ્ય લખનારના અંગત વિચારો સમજી સુજ્ઞ વહાલા વાંચકો ક્ષન્તવ્ય ગણશે. અસ્તુ.

સને ૧૯૧૬ થી ૧૯૨૦ સુધીમાં, પાંચ વરસમાં આપણે અત્રે વિચારણીય પાંચ અંગોના સર્વદેશીય સામાન્ય ઇતિહાસની ઝાંખી કરીએ. તે અરસામાં જગત જંગે ઝુકેલું હોવાથી પહેલા વર્ગને એટલે વેપારી વર્ગને પોતાના વ્યવસાયમાં એકના અનેક કરવાનો તડાકો પડતો હોવાથી એકંદર રીતે તે વર્ગ સમૃદ્ધ, ઉદાર દિલનો અને વ્યવસાયી હતો. વિદ્યાર્થી વર્ગ અને શિક્ષક વર્ગ ખરેખરા સહકારવાળો તે યુગમાં માલમ પડતો હતો. બન્નેને અરસપરસ યોગ્ય માન, પ્રેમ અને પરસ્પર ઉન્નતિ ને સામાન્ય હેતુ માટે સંગઠિત શ્રમજીવી ભાવના હતી. જેટલો વિદ્યાર્થી વર્ગને પોતાના ધ્યેય માટે કાર્ય કરવા પ્રત્યે પ્રેમ હતો, તેટલો શિક્ષક વર્ગને તેમનો માર્ગ સરળ કરી આપવામાં બિનસ્વાર્થી સ્નેહ હતો. આપણા દેશમાં ધીરી પણ ચાલૂ ઝડપે વિદ્યાનો વિસ્તાર થતો હતો. સરસ્વતીમંદિરનો એકજ પંથ હોવાથી તેના ચુસ્ત ભકતો એકજ સાધનામાં આનંદ માનતા. પૂર્વયુગમાં '**विद्या विनयेन राजते**' સૂત્ર વગર ભણાવે બાળપોથીથી માંડી બી. એ સુધી પ્રાધાન્ય ગણી વિદ્યાર્થી વર્ગ વ્યવહારમાં મૂકતો.

વિદ્યાર્થી વર્ગમાં હાલમાં પ્રાધાન્ય માલમ પડતી ઉચ્છૃંખલતા ને વ્યસન, યોજના વ્યવસ્થા ફરજ ને સ્વમાનખામી તે અરસામાં ઘણી અલ્પાંશે બલ્કે લગભગ નહીજ જેવી જણાતી. શિક્ષક વર્ગમાં હુંપદ, ભાઇ્રુતીભાવ ને અજ્ઞાન ઘણું ઓછું હતું. એકંદર રીતે ભૂતકાળના ભૂતકાળમાં વિદ્યાર્થી-વર્ગ વિ ા-અર્થીજ હતો. ત્રીજો વર્ગ એટલે વૈદ્ય ને વકીલ વર્ગ પોતાના અંગ્રેજી

ભાષા બોલવા લખવાના અને જાહેર સવાલોમાં રસ લેતા હોવાનો દાવો કરવાના વ્યવસાયને અંગે આમવર્ગ ઉપર માન મોટાઇ ને અંકુશ ભોગવતો; પોષાક, વાણી ને બાહ્યોપચાર, તેમની ટાપટીપને પોષી જાહેર પ્રજાને દોરવાનું અને પોતાનું જાહેરાત આપી ધંધો ચલાવવાનું સાધન ઉત્પન્ન કરતો. મજુર અને કારીગર વર્ગ પણ કામ કાજની છૂટ હોવાથી, અને ઉદ્યોગો ધીકતા હોવાથી અભણ અને વ્યસની હોવા છતાં, કાબુલી વ્યાજના સેંકડે સો ટકા વ્યાજના ચાલુ દરથી નાણાં ઉધાર લેવાની જરૂરીઆત અને ટેવથી મુકત હતો; અને એકંદર રીતે સંતોષી અને સગવડવાળો હતો. આ સમયમાં બીજા વર્ગોને-વર્તમાનપત્રોનાં તંત્રીઓ, મીલમાંલેકો, શેર બજારવાળાઓ અને અન્ય લોકોને યુદ્ધને અંગે અને બીજા કારણથી ઉથલપાથલ થતી હોવાથી પોતાને યોગ્ય સર્વ સાધનો મળતાં રહેતાં હોવાથી સામાજીક, આર્થિક વગેરે સર્વમાં સામાન્ય સ્થિતિએ હતો; લોકોમાં વાંચવાની રૂચી ઠીકાઠીક હતી. બધાએ વર્ગ તે સમયમાં સુખી તો નહી પણ સર્વ સગવડવાળાં હતાં; કેમકે દરેકમાં સહકારની ભાવના અને શકિત હતી. બધા વર્ગોનો વિકાસ ધીરે પણ સુગંઠિત રીતે ચાલુ થતો હતો.

પૈસો પણ સાધારણ સારો હતો. નૈતિક ભાવનાનું ધોરણ ઘણું ઉંચુ હતું. તે પાંચ વરસમાં 'જો કે પરદેશી ચઢાઈ કરનારાઓનો ભય હતો, તે છતાં પ્રજાને તે બાજુની કેળવણીમાં ખામી હોવાને લીધે યુધ્ધભય સંબંધે અજ્ઞાનમિશ્રિત બેદરકારી હતી. ખરેખર તે પાંચ વરસો આપણા આધુનિક હિંદ માટે સર્વ રીતે સંપૂર્ણ સમૃધ્ધિ અર્પનાર નહી પણ સગવડ આપનારા અને ચઢતીએ, નહી લઇ જનારાં હોય તોપણ પડતીથી બચાવનારાં તો હતો.

ભૂતકાળના ભૂતકાળમાં થએલી તવારીખની નોંધ આ મુજબ લીધા બાદ હવે આપણે છેલ્લાં પાંચ વર્ષમાં ( સને ૧૯૨૧ થા ૧૯૨૫) ઉપર જણાવેલા વર્ગો ઉપર શી અસર થઈ તે જોઈએ.

સને ૧૯૧૯ માં પસાર થએલા રોલેટ કાયદાથી અસંતોષ પામી, જલીયાંવાલાં બાગની કતલથી ત્રાસી અને એવા બીજાં જનતાને ઉશ્કેરનારાં કારણોને લીધે હિંદમાં "અસહકાર"ની હાકલ વાગી. કાચી રીતે કેળવાયલી પ્રજાના અશિક્ષિત વર્ગના હાથમાં આવું સબળ પણ ધાસ્તીકારક હથીઆર આવવાથી શી દશા થઇ એ આપણે વર્ગ વાર જોઈએ. આ અરસામાં એટલે સને ૧૯૨૧ થી ૧૯૨૫ વર્ષ સુધી ચળવળ શરૂ કરનારનો ઉદ્દેશ

પ્રમાણીક, પ્રજાને ફાયદો કરવાનો હોવા છતાં, તેને માટે તેઓની જોઇએ તેટલી તે કરતાં વધુ યોગ્યતા હોવા છતાં, પ્રજાની તૈયારીના ને કેળવણીના અવ્યવહારૂ, કાચા અને અંધશ્રધ્ધામય અવ્યવસ્થિત અસ્તિત્વથી, તેમના કાર્ય કર્તાઓમાં જોઇએ તેથી ઘણીજ ઓછી ધગશ, કાર્ય શક્તિને પ્રમાણીકપણાની ખામીને લીધે અને જાણ્યે અજાણ્યે ચાલુ સરકાર પ્રત્યે આવી ગયેલી અણવિશ્વાસને દ્વેષની ભાવનાને લીધે હિંદી પ્રજાના વર્ગ ઉપર ઉપદેશની "આગે બઢો" ને બદલે "પીછો હઠ" અસર થઇ આ બાબત માટે બે મત છેજ નહીં. કોઇક નમ્ર સત્ય કબુલ કરે છે, અને કોઇક પ્રજાને માથે ઢોળી પાડી હજી આશાવાદ દર્શાવે છે. ભ્રમમાં ભૂલેલા ભારતવાસીઓની ભાવી ભેખડમાં ભયંકર ભુસ્કો ભરવાનું ભૂલભર્યું સાહસ આ અલ્પજ્ઞાની લેખકથી થાય તેમ નથી, એટલું છેલ્લાં પાંચ વરસનો ભૂતકાળ ભાળવોજ ભલો. ભવિષ્યની વાત ભગવાન જાણે.

ગાંધી યુગમાં વેપારી વર્ગ યુધ્ધ પૂર્ણ થયેલું હોવાથી વેપારમાં આવેલી એકાએક મંદીને લીધે, પરદેશી પ્રજા જોડે હુંડીઆમણ આયાતવેરા ઇત્યાદિ કારણોને લીધે હરીફાઇ કરવાની અશક્તિને લીધે અને ખાદી નામથીજ બહુ સંકુચિત અને મોટો નફો મેળવનારા નવા આપખુદ વર્ગે અલ્પકાળની સત્તાને લીધે મોટા મોટા ફાળાઓ ધર્માદામાં આપવા છતાં, ઇન્કમટેક્ષની રકમ ભરવા છતાં, અને કાગળીઆંની કિંમત ઘટતાં નામની શ્રીમંતાઇ ટકાવવાનો ક્ષુદ્ર પ્રયાસે કરીને પણ રંક બનતો ગયો. દેશી માલની કરાંચીથી કલકત્તા અને કાશ્મીરથી કોમોરીન સુધી માંગ છે, એવા અસહકારીઓએ ઉઠાવેલા ધ્વનિને લીધે, "રામનામે પથ્થર તરે", તેમ "ગાંધીનામે ખાદીના રૂપમાં" જાપાની ખાદી જેવું કાપડ પણ તેમના નામનો ખોટો લાભ લઇ "ઘી કેળાં" કરવાની દાનતવાળી આખી નફા ખાઉ મંડળીએ વેપારી વર્ગને પધરાવી જેવા તેવા ફટકો માર્યો નહોતો. લડાઇને લીધે ભરાઇ રહેલો પરદેશી માલ સોડાવોટરની ફુટેલી બાટલીમાંથી નીકળતા પ્રવાહો માફક એકદમ હિંદમાં આવવા માંડ્યો, અને બજાર સર્વ રીતે સસ્તુ થતાં ગણ્યાગાંઠ્યા ખાદીભક્તો બાદ કરતાં, આમવર્ગે કરવા માંડેલા માલના ઉઠાવને લીધે સ્થાનિક વેપારીઓને ઓછું સોસવું પડયું નથી. પહેલાંના શ્રીમંતો મિલ ઉદ્યોગની મંદીથી મોટા કમિશનની રકમ હજમ કરવા છતાં કહેવાતા શેઠજ રહ્યા. આવકના દ્વાર બંધ અને જાવકનું જોર ઝાઝું થતાં બધા વર્ગની દશા મદ્ય પીધેલા સત્વહીન મરકટ જેવી થઇ. પૈસાનો છાક,

મોહ અને ગર્ગ તે ન આવવા છતાં કાયમ રહેતાં એકંદર રીતે જમે ઉધાર-ના પાસા વચ્ચે મહાન અંતરાય રહેવાથી વેપારી વર્ગની સ્થિતિ શોચનીય રહી.

વિદ્યાર્થી વર્ગની આ સમયમાં ત્રિશંકુ જેવી સ્થિતિ થઇ. એક લીટી કરતાં બીજી લીટી મોટી દોરવી હોય, તો દોરેલી લીટીને ભુંસી નાખી બીજી મોટી લીટી દોરવામાં એવડો વખત બગાડવા કરતાં દોરવા ધારેલી મોટી લીંટી પાછળ સમય શકિત ને સાધનનો ઉપયોગ થાય, તો તેમાં ધાર્યું પરિણામ જલ્દી આવે. ભૂમિતિનો આ સિધ્ધાંત વિદ્યાર્થી વર્ગની તે અરસામાં મોટે ભાગે ચાલેલી સ્કૂલ કોલેજ છોડવાની ઝુંબેશને ઘણી રીતે લાગુ પાડી શકાય. દેશનેતાઓ, પોતાના પૂજ્ય ગુરૂઓ અને પ્રજાના અવાજને દેવતુલ્ય ગણવાની નીતિએ દેશાભિમાન ને સ્વાર્થત્યાગની અધિં કાચી અકકલના વિદ્યાર્થીઓનાં મનચક્ષુ આગળ આવવાથી પોતાવી ચાલુ કેળવણીના ક્ષેત્ર બહાર તેઓ આવ્યા, પણ તેમને માટે હતું તેના કરતાં વધારે સારૂં સ્વતંત્ર ક્ષેત્ર તૈયાર ન હોવાને લીધે આકરી પણ ચાકરીથી મળતી ભાખરી માટે પણ બીજા લોકો નોકરી આપવાને તૈયાર ન હોવાથી, તેઓની સ્થિતિ રજકશ્વાન તુલ્ય થતાં ન મળી તેમને સ્વદેશપ્રેમીની શાબાશી કે ન રીઝી તેમના પર સરસ્વતી; તેથી તદ્દન વિપરીત રાષ્ટ્રીય કેળવણીના કેહેવાતા પ્રયોગાત્મક ઉત્તમ પણ ઉન્નતતાને બદલે ઉન્મત્ત બનાવનારા કાર્યક્રમે તેમનામાં બેદરકારી, અવ્યવસ્થા, સ્વતંત્રતાને નામે સ્વચ્છંદ અને સારાસાર પારખવાની ખામી જેવા કાતિલ દુર્ગુણોનાં બી રોપ્યાં; તેનાં કટુ ફળ અત્યારે કેળવણીના વિકાસમાં અંતરાય કરતાં કેળવણીકારોને લાગે છે. અત્યારનો પ્રાથમિક વિદ્યાર્થી એટલે આંક લેખાંમાં કાચો, ગદ્યમાં ગરબડાટવાળો, અને અક્ષરમાં નિરક્ષર; ફકત "વિદેશી પાઘડી કેવી, નરકના ટોપલા જેવી" જેવાં ગીતો પોપટ માફક પઢી જનાર, ગંદી ખાદીમાં ચંચળ આંખવાળો બાળક. આધુનિક માધ્યમિક વિદ્યાર્થી એટલે ગ્રહણ કરવાની શકિતમાં ઘણો મંદ, શિક્ષક ઉપર ઉપકાર કરવા અભ્યાસ કરનાર, ગાંધી યુગમાં શિક્ષકોએ સ્વતંત્રતાને નામે પોતે વિદ્યાર્થીનું ચારિત્ર્ય સુધારવાની તસ્દી ન લેવાને લીધે ઢાંકપીછોડો કરવા અતિશય લડાવેલો, છુટી જીભનો અજ્ઞાન, નાદાન, પ્રૌઢ ભાવધારી શિશુ. સાંપ્રત કોલેજીઅન એટલે પોતે અનુભવ, ઉમ્મર, જ્ઞાનવૃધ્ધિવાળા અનુભવવૃધ્ધોને તરછોડનારો ભાવધારી, પોતાના હકકો જોઇએ તે કરતાં પહેલાં ભોગવવા તરફડાટ કરતો ત્રિકાળ

ભકિત કે સંધ્યાને બદલે ચહાદેવીનો સુસ્ત ઉપાસક, ધર્મશૂન્ય, રાજદ્વારી બાબતમાં ક્રિકેટ ગણાવે તેવો, ઉમ્મર પહેલાં શારીરિક વૃદ્ધત્વધારી, ચસ્મા વગર ભાગ્યેજ દેખે એવો પ્રેમ પ્રેમ ને પ્રેમ ભરી ભાવનાથી જગતમાં વ્યવહારિક વિટંબના ખમવા–કલ્પવા અશકત, અસહનશીલ યુવક.

નિયમને અપવાદ હોય, એટલે આ સામાન્ય રૂપરેખાને કોઈએ બંધ-સ્તી ઘણી ટીકા ન લેખવી, પણ આધુનિક વસ્તુસ્થિતિ આવી છે. શિક્ષકો-માં ફરજની ખામી, વિદ્યાર્થીઓમાં બેદરકારીને લીધેજ આવતી જણાય છે. જ્ઞાન આપનાર ગુરૂ છુપી પોલીસ સુલેહ અમલદાર, લવાદ, ન્યાયધીશ વિગેરેનું કામ એક સામટા કરી શકે તે શકય નથી. વિદ્યાર્થીઓમાં તો વિદ્યા માટે અર્થ કરતાં ગામડાનાં કે શહેરના લઢતા અણઘડ વર્ગ જેવીજ વૃત્તિ આ-વવાથી પામરતા આવે છે, અને શિક્ષા આપનાર ગુરૂ પાસે તેઓ ખુશામત કરાવવાની આશા રાખે છે !

વિદ્યાર્થીઓ અને આધુનિક શિક્ષકો માટે આથી શરમ ભરેલી બીજી સ્થિતિ કઈ હોઈ શકે ? આ વિષય ઉપર લંબાણથી વિવેચન કરવાની એટલા માટે જરૂર પડી, કે બધા વર્ગોમાં ઉપયોગી ગણાતા ભાવિ હિંદના આશાજનક વિદ્યાર્થી વર્ગની અત્યારે ખરાબમાં ખરાબ દશાનો સંધ્યાકાળ થયેલો લાગે છે, અને આને માટે પ્રતિકાર કે કેળવણી–ઉપાય રસજ્ઞો નહી યોજે, તો વિદ્યાર્થી વર્ગ પોતાના ધ્યેયથી ઘણે ઘણે દૂર દૂર, દૂર ખસી આખરે “ **विवेक भ्रष्टानां**...” દશાની નિશામાં ગોથાં ખાયાં કરશે. આ-ધુનિક વસ્તુસ્થિતિ જોતાં એ વાત નિર્વિવાદ છે.

હવે આવ્યો વૈદ્ય અને વકીલ વર્ગ. વૈદ્યોને આ જમાનામાં સરભર સ્થિતિ રહેલી છે. પહેલા પાંચ વરસમાં હતું તેનાથી સ્વાસ્થ્યપ્રમાણ વરસે દરવરસે બગડતું આવે છે. આથી વૈદ્યને ક્ષેત્ર વિસ્તાર થતું જાય છે. તેમને દવા બંધ કરવા મહાસભાનો આદેશ ન હતો, એટલે બેફીકરાઈથી ગાડું ગબડાવ્યે રાખતા હતા. હા, એટલો ફેર પડયો કે પહેલાં વૈદ્યરાજો દર્દી તરફથી પોતાને પથ્ય એવી યુનાની કે દેશી દવાની માગણી કે સૂચના થતી, તો “ રબ્ટ નોનસન્સ, હમબગ ” કહી ધિક્કારી “ એકવા પ્યોરા ” ને નામે નળજળ આપતા હતા ; તેને બદલે તે ઉપચારો તરફ તેમણે સહાનુભૂતિ દર્શાવવાની મહેર કરવા માંડી છે.

વકીલોને, તેથી ઉલટું, સરકારી અદાલતો મૂકવાની માગણીને માન આપવાથી અને બી. એ. બની ( બી. એ. ) એલ એલ. બી થઈ સ્વતંત્ર-

થવાની આધુનિક પ્રણાલિકથી ઘણોજ ગેરલાભ થયો. તેઓ આત્મત્યાગ કરી શકયા પણ વિદ્યાર્થી વર્ગ માફક સગવડ ન મળી. બીજે ઠેકાણે બરોબર પગલું માંડયા પછીજ એક જગાએથી ખસવું એવું ડહાપણનું કામ "અસહકાર" ની બુમો મારનારાઓને સુઝયું નહોતું.

વિદ્યાર્થી વર્ગ આવી તૈયારીના અભાવે લેવાયલા આપઘાતક પગલાથી કાયમ માટે કચરાયો, ત્યારે વકીલ વર્ગ બે ત્રણ વરસ આનાં માઠાં પરિણામ ભોગવી પાછો પગ માંડતો તો–પણ કદાપિ નહીં કરતાં સારો–સંગ્રામ ક્ષેત્રમાં ઝુકયો. કેટલાક વકીલોએ આ ચળવળનો લાભ લઇ દસકો ચાલે તેટલું નાણું બેંકરૂપી ભંડારોમાંથી ભરી લીધું અને કેટલાક વકીલ "છોલે લબી" જેવા હતા, તેઓ ભાષણ વિગેરેથી આગળ આવી, ધારાસભા મ્યુનિસિપાલીટીમાં ચુંટાવા ભાગ્યશાળી થયા. વકીલ વર્ગમાંથી ઘણાને આ ચળવળથી જાહેરમાં આવવાની, મોટા કહેવડાવવાની અને કમાવવાની સગવડ મળી જવાથી લઘુમતીને જે અન્યાય મળ્યો, તે નામનોજ કહેવાય.

હવે સમાજના હાથ પગ રૂપ મજુર અને કારીગર વર્ગ થયો તો ૧૯૨૧ ની સાલમાં જૂદા જૂદા શહેરોમાં થયેલા હુલડો ને ત્યારપછી જૂદા જૂદા પ્રસંગોએ કામના કલાક ઓછા કરવાની અને પગાર વધારવાની તથા બોનસ આપવાની પાડવામાં આવેલી હડતાળોમાં આગેવાનો અને શહેરીઓએ સહાનુભૂતિ દર્શાવી કરેલી તન મનની મદદથી, અને તેમના બંધાયલા જૂદા જૂદા મંડળો અને સંઘોને અયોગ્ય મળતી છૂટથી, "અમારી માંગણીને એકદમ માન આપી અમને વધુ નાણાં દો. અમે ગમે તે માર્ગે ખરચીએ" એવી તેમની માગણી મજુર થવારી, મજુરો ઉન્મત, નિરંકુશ અને મહાસાગરના મીન માફક જુદા જુદા વ્યસન મગ્ન થયા. એક કહેવત છે કે ઓછું પાત્રને અદકો અધિકાર મળે, તો તે તેનો દુરૂપયોગ કરી તે અધિકારને અપનાવશે, તે મુજબ મજુર વર્ગે જુલમીનો દોર ચલાવી પૈસાદાર વર્ગ તરફ પોતાની ગરીબાઈનું ભિક્ષાપાત્ર ધરી સહાનુભૂતિ સામાન્ય વર્ગ તરફથી મેળવી પછી અસહકારને નામે હડતાલ જેવા કાતીલ હથીયારથી મિલમાલેકોને નાના નાના કારણો મળે રંજાડવાની રઢ લઇ બેઠા. નવા ઉમેદવારોને તેઓ રૂસ્વત લઇ ચાકરીએ લગાડે, પોતાનો વર્ગનો માણસ ભલે બેઠો બેઠો રોટલો ખાય પોતાના વાડા બાંધી દોર ચલાવવાની વૃત્તિ આદરે આવી મજુર વર્ગની નીતિ ને ચાલાકીને લીધે તે વર્ગ તરફ દયાને બદલે ઘૃણા ઉત્પન થાય તેમ કારીગર વર્ગ પોતાના વગર દેશને ચાલશેજ નહી,

એમ પોતાની જરૂરીયાતનો વળ સમજી ધીરે ધારે ફાલી રોકડી રોજી અને પગારમાં વધારો માગતો ગયો, અને એકના ત્રણ ઘણા ભાવ એણે કરી દીધા, તેમજ વધુ ને વધુ મળતાં નાણાને ઉપહારગૃહો, સીનેમા અને નાટકો રૂપી નાણાં આંચકી લેનાર યંત્રો તૈયાર થઈ વિકાસ પામી આવક સ્વાહા કરી જવા મંડયા. અંતે લોકોને રંજાડી દાબ દેઇ અન્યાયથી અર્જીત કરેલું વિત્ત જે માર્ગે આવે તે માર્ગે જાય એમ બેંક વગેરેમાં જવાને બદલે નાટયગૃહો ,સીનેમા થીએટરો હોટલો, ઉપહારગૃહો અને દારૂના પીઠાઓમાં જવા માંડયું. પૈસો હિંદમાંથી હિંદી લાગતાં વિદેશી સાધનોદ્વારાં સમુદ્ર ઓળંગી પરદેશ પળવા માંડયો, અને પ્રજાના પૈસાની હોળીનું નાળીએર નિરક્ષર મજુર કારીગર વર્ગ થયો.

આ ચાર વર્ગ ઉપર થએલી અસર પ્રજાના ઇતર વર્ગો ઉપર પણ થયા વગર રહી નહી ગાંધીયુગમાં આમ વર્ગમાં ફક્ત પહેરવેશમાં સાદાઈ આવી; પરંતુ રહેણી કરણી તો કાયમ રહી, બલ્કે સ્વદેશી નામથી તે ખરચાળ થતી ગઇ આ સાથે ચાંપીને બોલવાની વાચાળતા, પોતાના વિરૂધ્ધ વિચારસ્વતંત્રય રાખનાર માટે આ સ્વતંત્રતા પ્રેમીઓનો ધિક્કાર, કોઇ પણ રીતે પ્રજાની સેવા કરનારાઓ પ્રત્યે પોતાની અરૂચી, અવ્યવસ્થિત સ્થિતિ હોવા છતાં બીડમાંના કુતરા માફક ઇર્ષાવૃતિ પણ દાખલ થતી ગઇ. મોટા ના નામ જોડે તેમના ચેલા, કામ કરનારા અને તેઓશ્રીના ગુણપૂજક કહેવડાવી પ્રજાને છેતરવા માંગતા કેટલાક બગભકતો સાદાઇને નામે આહારવિહારમાં પોતાનો મનમોજી સડો દાખલ કરતા ગયા. કેટલેક ઠેકાણે વહાલામાં વટાળ નહીં એ સૂત્રને વ્યવહારિક ગણી ભોજન ઇત્યાદિના નૈતિક બંધનો ફક્ત હોંસાતોસી માટે સિથિલ કર્યાં. ગાંધીયુગના સુસવાટા વાયરાએ જેટલો સાહિત્યશોખ જગાડયો, તેટલીજ સડેલા સાહિત્ય માટે લોકરૂચિ ઉત્પન્ન કરી વિના કારણ વિના સમજે ફકત સરકારી દરેક દરેક પગલાંની ટીકાખોર દૃષ્ટિએ સમીક્ષા કરતાં, જાહેર નેતાઓનાં છીંક આવાથી માંડી દહંગાઓને પ્રજાકીય જરૂરીઆત કલાત્મક ને સંગીતમય દંભવી ને ફાળકે બનાવનારાં બણગાંનો, ભાઈબહેન, દંપતિ, કે પિતાપુત્ર સાથે બેસીને વાંચી પણ ન શકે તેવા સાહિત્ય લખાણોનો રાફડો ફાટી નિકળ્યો. છાપા તો ફરફરીઆ માફક, ચોમાસાની પાંખાળી કીડીઓ માફક ઉભરાયા, ને બુદબુદ માફક ટપટપ ફૂટી જઈ ઓસરી ગયાં. પોતાનામાં યોગ્યતા હોય કે ન હોય, પણ આત્મશ્લાઘાની આકાંક્ષાથી વગર સમજ્યે રાજકીય બાબતોમાં

આથું મારી ગપગોળા ગબડાવવાની મિથ્યા વાક્યચતુરાઈ, અને ફક્ત પોષાક અને વાણીની આડંબરયુક્ત વર્તણુકથી બીજાને ડારી નાખવાની મર્કટચેષ્ટા, છેલ્લાં પાચ વર્ષમાં ચોમાસાના ઈંદ્રગોપ જીવડા માફક દિનપ્રતિદિન વધી ગઈ. સમજ્યા છતાં, ઠોકરો ખાવા છતાં, પોતાની ભૂલ કબુલ ન કરવાની નાદાન નીતિવાળું, પોતાની વિરૂધ્ધ જરીક પણ ચુંચાં કરનાર પર "ડાયરશાહી" ને "નાદિરશાહી" શબ્દ વાપરનાર, આ શબ્દ જાળવાળું સત્તાદેવીનું ઉપાસકભક્ત મંડળ કીડી સામે કટક લઇ જવા જેવી વીરતા દર્શાવતું. આ મંડળ કૂપમંડુક જેવું, ખુણામાંના ઘુડ સમ પોતાનું વિશ્વ ઘણું સંકુચિત રાખતું. તે પ્રજાને ગુણ સમજાવી કાર્યસાધના કરતું પોતાનામાં તન, મન ને ધનથી અશક્તિ હોવા છતાં પ્રજાના ટેકે ને પૈસે જાહેર ને ખાનગી પ્રસંગો ઉજવવા, મેલી પણ ખાદી પહેરવી એ એમનું કર્તવ્ય હતું, અને ગમે તેવી હાસ્યાપદ અવસ્થા પોતાની ભૂલથી ઉભી થતી હોય, તોપણ પોતાનો "કક્કો" ખરો કરાવવાની બાલીશતાભરી જીદ્દથી પરદેશી પ્રજા જેટલે દરજ્જે મહાત્મા ગાંધી માટે પૂજ્ય વૃત્તિ રાખતી, તેટલેજ દરજ્જે તેમના અનુયાયીઓમાં દેખાતી સંઘબળની અને વ્યવસ્થાની ખામીને નાપસંદ કરતી.

આ બન્ને સમયોના દસકાની આપણે ટુંકામાં તુલના કરીએ, તો પૂર્વયુગમાં વેપારી વર્ગ આમદાનીને લીધે સુખી હતો, પણ ગાંધી યુગમાં એ કારણોથી, પરદેશી વેપારની ચીલ ઝડપ અને ખાદીની એકહથ્થુ સત્તાથી પડતીમાં આવતો ગયો. વિદ્યાર્થી વર્ગમાં પણ પહેલાના જેવું છેલ્લાં પાંચ વર્ષમાં વિદ્યાવ્યસન ન રહ્યું, તેમજ તેઓને મળેલી અણછાજતી ગાંધીયુગની તાલીમે ને છૂટે દિન પ્રતિદિન ઉત્તરોત્તર વિદ્યાની પવિત્રતા, કિંમતમાં ઓછી આંકણી કરતા કર્યા. વૈદ્ય-વકીલને આ બે સમયમાં કંઈ પણ ફેરફાર માલમ ન પડયો. વૈદ્યરાજોને તો આ જોડે કંઈ સંબંધ નહતો. વકીલ વર્ગે સેંકડે ત્રીસ ટકા મહાસભાના આમંત્રણને માન આપી વકીલાત મૂકી; પણ જ્યારે તેમણે સર્વ દિશામાં નિરાશાનું સામ્રાજ્ય જોયું, ત્યારે તેમણે પોતાની ભૂલ સુધારી લીધી. મજુર ને કારીગર વર્ગને પહેલાંના કરતાં આર્થિક સ્થિતિ સુધારવાની તક-સગવડ મળી, પણ પોતાનું અજ્ઞાન-વ્યસન તેમના માર્ગમાં આવી તેમને ચઢતીને બદલે પડતીમાં લઇ જવા માંડયું, આપણા દેશમાં બીજા પ્રાંતમાં ગાંધી યુગમાં રાજદ્વારી ચેતન આવ્યું. પણ પ્રજા પુરી તૈયાર ન હોવાથી તેનું ફળ વિધવાના વ્યય થતા જોબન જેવું થયું. લોકોએ પ્રજાના નેતાઓનો પોકાર જોઇએ તે કરતાં ધનની મદદ

શિવાય ઘણો ઓછો ઝીલ્યો. પ્રજામાં સાહિત્યપ્રેમ, સાદા સરળ વાંચનમાં રસ લેવાનો, દેશના નાના પ્રશ્નોમાં રસ લેવાનો, અને ચાલુ બાબતોથી જાણીતા રહેવાનો ઉત્સાહ ને રાગ વધ્યો.

પૂર્વયુગમાં સાક્ષરો પોતાના અમુક જાતના વાડા રચી તેમાં ઘુમતા; દાખલા તરીકે સાક્ષર રમણીયરામના સરસ્વતીચંદ્રના વિચારો સાથે કેટલાક પાણીમાંથી પોરા કાઢી વિરૂદ્ધતા દર્શાવતા. રા. બા. રમણભાઇ નીલકંઠ નરસિંહ મહેતા ને પ્રેમાનંદને "સર્વાનુભાવ રસિક (objective) કવિ કહી રા. નરસિંહરાવને જ સ્વાનુભાવ રસિક કવિ કહી વખાણતા સાક્ષાર બ. ક. ઠાકોર, કવિ ખબરદાર, કવિ નાનાલાલ અને પ્રો. મણીલાલ નભુભાઇને જૂદા જૂદા વિચારો માટે વૈમનસ્ય હતું. "વીસમી સદી" થી સાહિત્યયુગમાં સીતારો થઇ જનાર સ્વ. હાજી ને રમા-શોભનાના સુફી-સંપ્રદાયવાળા કલાપી ને "કાન્ત", "બોટાદકર" અને સ્વર્ગના ઇજારદાર પઢીઆરના વિચાર અને કહેણી વચ્ચે આસમાન જમીન જેટલું અંતર હતું. પૂર્વયુગમાં રા. બા. હરગોવિંદદાસના "સાહિત્ય" પત્ર જેટલું નિયમિત, "સમાલોચક" જેવું મોટાના પુત્ર હોવાને દાવે સંગીન લેખો મેળવી બહાર પડતું, "સુંદરી સુબોધ" જેવું સ્ત્રી ઉપયોગી માસિક, અને "ગુજરાતી" જેવું બીરબલના કટોરા ને રા. ઠકુરની વાર્તાવાળું સાપ્તાહિક, પ્રજાના કેળવાયલા ને સાહિત્યરસિક લોકોની રૂચિ યોગ્ય વાંચન રૂપી ખોરાક આપી તૃપ્ત કરતા. તે પાંચ વર્ષમાં સાહિત્ય માટે પરિષદો, સભાઓ, વાંચનાલયો ને પરિક્ષાઓ છિન્ન ભિન્ન દશામાં કામ કરતી. એકંદર રીતે પૂર્વયુગમાં સાહિત્યની દશા સામાન્ય રીતે સારી હતી; ને સાક્ષરો પોતાનો ફાજલ વખત સાહિત્યસેવામાં કાઢતા. જૂદા જૂદા મત, વાડા અને વિચારો હોવા છતાં સાહિત્ય સેવા કરી સાહિત્યને શોભાવી કૃતાર્થ થતા, અને વાંચકોને કૃતાર્થ કરતા. સાક્ષરોને સેવાના પ્રમાણમાં પ્રત્યક્ષ કે પરોક્ષ જર કે જશ જેવું પારિતોષકનું વેતન મળતું નહીં. એક પુસ્તક કે છાપું નવથી દસ જણા ભણેલા વર્ગમાંથી વાંચી લેતા; અને કેટલીક વખત સાહિત્ય ઉચ્ચ કોટિનું, જડબાતોડ ભાષાનું અને રોચક ન હોવાથી, પુસ્તકોનો પ્રચાર કે વેચાણ ઘણું થતું નહીં. તે અરસામાં લોકોને અદ્દભૂત, છુપી પોલીસની ભેદભરમવાળી, શૃંગાર રસની નવલકથાઓ ગમતી. આ પ્રમાણે પૂર્વયુગમાં સાહિત્ય પ્રચાર ધીરો પણ સંગીન ચાલતો; અને તે વખતે સાક્ષરો ગુર્જર સાહિત્યના ઉષઃકાળ કરનારા અરૂણ જેવા હતા.

ગાંધીયુગમાં સાહિત્ય " નવજીવન, " " સૌરાષ્ટ્ર, " ને " નવયુગ " થી સાદું, હૃદયવેધક અને જિજ્ઞાસા વૃત્તિ ઉત્તેજક થતું ગયું. " ગુજરાત " " ગુણસુંદરી ", " નવચેતન " અને " સમાજ જીવને " પોતપોતાના લેખક ટોળાં બાંધી, નવા લેખકોનાં ટોળાં બાંધ્યાં. "વીસમી સદીના" "ઓલીયા જોશી" ને ગુજરાતીવાળા " બીરબલ " ને " મસ્તફકીર " ને " છોટાલાલ જાગીરદાર" જેવા હાસ્યરસિક લેખકો, નાનાલાલ કવિ ને તેમના કે. હ. શેઠ જેવા શિષ્ય, ચાંપશી ઉદેશી, શ્રી કનૈયાલાલ મુનશી, સૌ. લીલાવતી મુનશી, નરસિંહરાવ, મનહર વરતેજવાળા, મહાત્મા ગાંધી, સ્વાબ કુરેશી, અને ખબરદાર જેવા ગદ્ય પદ્યના રંગીન સાહિત્યકારો પ્રકાશમાં આવ્યા. શ્રી ઈંદુલાલ યાજ્ઞિકના "રાષ્ટ્ર ગીતો" નો સમુચ્ચય, કેટલાક પ્રજાને ખાતર જેલને મહેલ ગણી કેદી થઇ આવેલા અને નાગપુર સત્યાગ્રહમાં ભાગ લેનારાઓની જેલ રાજનીતિઓ, કેટલાક "વસંત વિનોદી" "ભેજાં ગેપ," " ધુમકેતુ, " " ગીરીશ, " " નલીનીકાન્ત " " નારદ " " ભ્રમર, " " સાહિત્ય સેવક " વગેરે સંજ્ઞા નીચે લખતા કેળવાતા–કેળવાયલા સાહિત્યકારોનાં કાવ્યો અને લેખો ને સામયિક સાહિત્ય લેખ.ય. " પોલ, " બાણાવળી, " " ગાંડીવ " " મોજ મજાહ, " " વિલાસ " જેવું સરળ પણ ક્લિષ્ટ સાહિત્ય પણ આજ ગાંધીયુગમાં જાહેરમાં આવ્યું. જે નવજીવને ૬૬ હજાર વાંચકો ઉત્પન્ન કર્યાં હતાં, તેણેજ તેને પોતાની પડતી દશામાં હલકી વૃત્તિના, ફક્ત પૈસાથી પેટ ભરવા માંગતા સડેલી સાહિત્યને માર્ગ કરી આપ્યો. ગાંધીયુગમાં રાજદ્વારી ટંકારખાનામાં સાહિત્ય દદામું બધીર કર્ણોએ ભાગ્યેજ સંભળાતું. લોકોને નાગપુર, અને અમદાવાદ મહાસભાના આદેશો જાણવાની જિજ્ઞાસા હતી, પરંતુ તેમને ધીરે ધીરે બહાર પડતાં પુસ્તકો તરફ ઝાંખી કરવાની નવરાશ પણ ન હતી. આ વર્ષપંચકમાં સાહિત્યની દિશામાં પ્રવૃત્તિ, ગળીઆ બળદે ખેંચાતી, ચચુડ ચચુડ બોલતી જુનાગઢથી કુંવરબાઇના મામેરા માટે ઉના ગામ જતી, સાધુઓને હાથે ઠેલાતી, ભાંગી તુટી વહેલના જેવી હતી. છેલ્લાં પાંચ વરસમાં થયેલી સાહિત્ય પ્રવૃત્તિને જો સોમાંથી ચાલીસ ગુણ ( Marks ) અપાય, તો આ અરસાના સાહિત્યને પંચાવન ઓછા ચોવીસ બરાબર એકત્રીસ ગુણ મળે. અર્થાત આધુનિક સાહિત્ય જેટલું ઝળકતું છે, તેટલું

પહેલાંના કરતાં પોકળીયું છે. પહેલા સાક્ષરો સાહિત્ય સેવકની પદવી માનદ સમજતા. અત્યારે સાહિત્યની શાળામાં એકડો ઘુંટતાં બાળકો પણ મોટા સાહિત્યનાં ખાં ગણાવાની ડફાંસ હાકે, ગણ્યાં ગાંઠયાં ગુજરાતી સાહિત્યના જાણકાર સાક્ષરો ફક્ત સાહિત્ય પરિષદ ભરી ઠરાવ કરી બાર માસ મૌન સેવે. સાહિત્યના અભ્યાસ માટે નહીં જેવો વિદ્યાર્થી વર્ગજ મળે, સાહિત્યના અંગ- ઉપાંગ માસિક પત્રો પોતાના પસંદ કરેલા લેખકો જોડેજ સહકાર રાખી બીજા નવા ઉગતા લેખકોને જવાબ આપવાની પણ સભ્યતા દર્સાવ્યા વિના ઉગતાજ ઉચ્છેદે, માસિક-આઠવાડીક ને દૈનિકના કોલમો ફક્ત ટીકાખોરો, ચર્ચાપત્રો કે એકમાર્ગી ભાડુતી મામુલી લેખકો ભરે, અને સ્પર્ધાને બદલે તિરસ્કાર ને અંગત ઈર્ષા જ્યારે સાહિત્યક્ષેત્રમાં પ્રવેશે, ત્યારે ગુજરાતી સાહિત્યનો ઉદ્ધાર કરવા સેંકડો સાહિત્ય સેવકો અને ગાંધી–પૂર્વયુગ જેવા સત્ય, દ્વાપર, ત્રેતા અને કળીયુગ જેવા અનેક યુગો થોડા છે.

વહાલા વિદ્વાન વાંચક વર્ગને આમાં અતિશયોક્તિ, અંગત ટીકા કે તદ્દન નિરાશા ભાવની છાંટ લાગે તો દરગુજર કરી ગુર્જરી ગિરા "શું શા પૈસાના ચાર" કહી ઉદ્બોધાયલી પાયરીને સોળે આની "ઇશ્વર નીધર" થી પણ ઉંચ કોટિએ લઇ જવાની દરેક ગુજરાતમાં રહેતા, ગુજરાતને ઘર-માનતા ને બહાર ગુજરાતમાં પણ ગુજરાતી તરીકે ઓળખાવવાનો દાવો કરનારા ગુર્જર પુત્રે પૂર્વયુગથી અપુર્વ, ગાંધીયુગથી ગરવો સાહિત્યયુગ (Golden Period in Literature) સુવર્ણકાળ લાવવાની જરૂર–ફરજ–હક સમજી કામ કરવાની કીમતી મદદની જરૂર છે, એવી તેને વિનંતિ અને ભિક્ષા છે. ગુજરાતમાં પૈસાની મદદ દેનારાની ખોટ નથી, અન્નદાનનાં ઉણપ નથી, પણ સાહિત્ય માટે સંગીન જ્ઞાન મેળવી કાર્ય કરનારાઓ, સાહિત્ય માટે ધગશ ધરાવનારાઓ, અને સાહિત્ય સેવક પદવીધરોની, સાહિત્ય ઘડવા માંગતા નિસ્વાર્થી બિનપ્રસંશાકાંક્ષી સાહિત્ય સેવકોની જરૂર છે. અત્યાર સુધીનો દરેક દરેક દેશનો ઈતિહાસ જોતાં એ વાત નિર્વિવાદ માલમ પડી છે, કે સાહિત્યથીજ પ્રજા કેળવાય છે; અને કેળવાયલી પ્રજાના સંઘબળથીજ દેશની સર્વ બાજુએથી પ્રગતીની પ્રવૃત્તિ આદરી શકાય છે. આ પ્રગતિમાન થયેલી પ્રજાજ સ્વરાજ્ય લાયકાતથી મેળવી ટકાવી શકી છે અને શકે છે. એમ કહેવાય કે ગીતા કંઈ ગાજરથી નોળાય છે, એટલે સાહિત્ય કઇ પેટનો "અગ્નિ" હોલવી શકે છે ? એ વાત વ્યવહારીક દષ્ટિએ સારી કહી શકાય

પણ જે જ્ઞાન સાહિત્ય આપી શકે તેનાથી હજારોનાં ઉદરો ભરવાની સમજ, શકિત, ને સુલેહ આવે. કયાં એક બાજુ પોતાના દેશનું ગામ ન જાણનાર ઢોર જીવન ગાળનાર ગમાર ગંદો ગામડીઓ, અને કયાં વિશ્વવંદ્ય સાહિત્ય સેવાથી છએ ખંડમાં માન મેળવનાર " નોબલ પ્રાઇઝ " વિજેતા મુખસ્થ ને કંઠસ્થ કવિ. એક " હું ને મારી વહુ " ને જગત ગણે છે. બીજા આખી આલમને કુટુંબ કલ્પે છે.

હવે સાક્ષરો અને સાહિત્ય સુધારવાં શું સાધન યોજાવાં જોઇએ તેનો ટુંકામાં વિચાર કરીએ. સાહિત્ય અને સાક્ષરો એ બન્નેનો ઉધ્ધાર સાથેજ થઇ શકે. સાહિત્ય વિના સાક્ષરો સાધ્ય વિનાના છે; અને સાક્ષરો વિહોણું સાહિત્ય કૃષિકાર વિનાના ક્ષેત્ર જેવું સાધન-ધનહિન વેરાન છે. આજીવન સાહિત્ય સેવાનો માર્ગ લઇ " ભિક્ષુ અખંડાનંદ " જેવા સાહિત્ય સેવકોને ગુજરાત વ્યવસ્થિત આર્થિક ગોઠવણ કરી રાખે અને પોષે, સાહિત્ય માટે જુદા જુદા પ્રયોગો કરી પ્રજાને જ્ઞાન સાથે વ્યવહાર દક્ષતા આપે એવું હળવું સાહિત્ય ( Light Literature ) જેમ બને તેમ ઓછી કીંમતે આપવા પ્રયાસ થાય, અને બને તો ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ થવા માટે પ્રાધાન્ય આપવા અભ્યાસક્રમ દસેક વરસ માટે યોજી સાદી ભાષામાં સરળ રીતે સમજાવી ભણાવી લોકને સાહિત્યમાં રસ લેતા કરાય, તો ગુજરાતી સાહિત્ય બંગ-મરાઠી હિંદી સાહિત્ય જેવું ફળદ્રુપ, કીમતી અને જનઉપયોગી થાય.

ટુંકામાં કેળવણી કાર્યમાં છેલ્લાં પાંચ વરસે ( ગાંધીયુગના વખતે ) પૂર્વ પાંચ વરસના કાર્યને નકામું કરી દસ વરસથી પણ પાછા હઠાવ્યા છે. તે વિકાસ પામતું સાહિત્ય સ્વદેશી થાય તેના કરતાં સંગીન થાય તેમ કરવા અને બીજા બધા વર્ગોની પણ આર્થિક, સામાજિક અને બીજી રીતે અવગતિ થતી અટકાવી ઉન્નતિ કરવા, છેલ્લા દસકા કરતાં વધુ જ્ઞાન, શ્રમ ને કાર્યદક્ષતાની જરૂર છે.

ફકત નિરિશાવાદનેજ હૃદયમાં રાખી આપણે મનને મુંઝવીએ, તે કરતાં કાર્ય કરી થયેલી ભૂલોનું પ્રાયશ્ચિત કરીએ તો ફરી પાછો આપણને સાચો માર્ગ મળે.

અંતમાં અખિલ હિંદમાં સાચા જ્ઞાનીઓ, સેવકો, દેશ-સમાજ-સાહિત્ય ખાતર કાર્ય કર્ત્તાઓ, હિંદને અમેરિકા જાપાન અને જર્મનીની હરિફાઇમાં કલાકૌશલ્યને પ્રથમ પદ અપાવનારા કારીગરો, મુંડીવાળાઓ, વિજ્ઞાનીઓ,

મજુરો, સાક્ષરો, વિદ્યાર્થીઓ, કાયદાથી ફાયદા કરનારા વકીલો, લોકોમાં રોગ આવતા અટકાવવા જ્ઞાન આપનારા વૈદ્ય-દાકતરો, અને પ્રજા પાસેથી તેમની માંગણી અને જરૂર જાળવી સાધારણ નફો લેનાર વેપારીઓ, અખિલ ગુર્જરરાષ્ટ્ર-સૌરાષ્ટ્રમાં ઉભરાઓ અને પહેલાંના વરસો કરતાં પણ અધિક અધિક સર્વ રીતે ઉન્નતિ થાઓ, અને પૂર્વયુગને ગાંધીયુગની સારી બાબતોનો સહકાર થઇ સુવર્ણયુગ દેશમાં યાવચ્ચંદ્રદેવાકરૌ શાસન કરો, એજ ઇષ્ટ ગુરૂદેવને- **હિંદદેવીને** પ્રાર્થના.



# હાસ્યરસિક.

---

## નક્કલની અક્કલ.

નિબંધ ગણો તો તે, વાર્તા ગણો તો તે, અને હસવાની બે ઘડી મોજ ગણો તો તે, આ વીસમી સદીની સોનેરી સુત્રની આ શિખામણની વાત છે. વ્હાલા વાંચકો, આ લઘુ લેખ વિલાયતી વિલાસની નકલથી ખીસાં ખલાસ કરવાની શિખામણ આપવાની નેમથી નથી લખાયો, પણ આપણે જે વગર વિચાર્યું વાયુના ગોળા માફક ભરડવા ઉપરાંત કાંડા કાપી ધોળી ઘીમલો જેવા કાગળ ઉપર કાગા મંકોડા માફક લખાણરૂપી સરકસ કરી તેની નકલ ન રાખતાં, ફક્ત આળસને લીધે મૂળ લખાણ પસાર થવા દઈએ છીએ, અને વરસે દસકે કે લાંબા સમયે આપણને જરૂર પડે તે લખાણ ન મળતાં કચુંબર, ગેરફાયદા બલકે આજીવન અફસોસ થાય છે, ત્યારે આપણા જખમી જીગરમાં "એ...હાં" ન થાય, માટે નકલ રાખવાની અકલ દોડાવવા નીચે લખેલાં દષ્ટાંતો વાંચી વિચારી સમજમાં જકડી રાખજો.

કનુ કાકા પાકા મુસદ્દી ગણાતા. તેમનો વટ વ્યવહાર પુનમની ચાંદની જેવો ચોખ્ખો ચટ હતો. બધું કાયદેસર કરતા. પોતાની પેદા કરેલી લાખેકની મીલકત અવસાન બાદ કમળી કાકીને અધી મળે, અને સંતાન ન હોવાથી બાકીનો ભાગ ધર્માદામાં જાય એમ કાચા મુસદાનું લખાણ તેમણે લખી પોતાના પરમ વિશ્વાસુ ભત્રીજા ભોગીલાલને આપી રાખેલું. ફક્ત તેજ એક નકલ હતી. પણ ભવિષ્યની ભેખડમાં ભુસ્કો મારવા કોણ સમર્થ છે? લાલ બદામના બાદશાહ જેવા કનુ કાકાને એકાએક હૃદય–રોગ થવો, ફક્ત બે મિનિટમાં તેમની પ્રાણયાત્રા પૂર્ણ થવી, અને ભોગીલાલની બુધ્ધિ બગડી, લાખોની મિલકત હોઇઆં કરી ધર્માદાને પાત્ર પોતાનેજ ગણ્યું!! આ બનાવ એકાએક બનતાં કમળી કાકી લોકોનાં દરણાં દળતાં આંખમાં બોર બોર આંસુ સાથે હજી પણ છાજીઆં લે છે કેઃ—

" મરનારા જી રે એ એ, મરતા ગયા ને મારતા ગયા. નકલની અકલ
ના સુઝી રે, **ભોગીઆએ** ભીખ માંગતા કર્યાંરે એએ. "

* * * * *

વકીલ મિ. વર્ણશંકરે, પરિક્ષકોની દાઢીમાં હાથ ઘાલી, એકએ-

મ્પશન ઉપર એકઝેમ્પશન લઈ ત્રણ વર્ષે " છોલેલખી " આઈમીન હાઈકોર્ટ પ્લીડરની થર્ડ કલાસ લાસ્ટ નંબરે પરીક્ષા હમણાંજ પાસ કરી. પાડોશમાં રહેતા પરસોતમદાસે પચાસ ટકા કમીશનથી " વાઘરણ વૈતરા " છુટા છેડા કેસ મહા પરાણે લાવી આપ્યો. ત્રીસ દિવસની તૈયારીએ વકીલ સાહેબે તેત્રીસ ઉલટ સુલટ પૂછવાના પ્રશ્ન પરંપરા તૈયાર કરી. કેસ નિયમસર કોર્ટમાં નિકળ્યો. વાદીના વકીલે સચોટ ભાષણ કરી વૈતરો બીલકુલ બેગુનાહ હોવાનું સ્થાપન કર્યું. ન્યાયાધીશે પ્રતિવાદી વાઘરણના વકીલ મિ. વર્ણશંકરને બચાવનું ભાષણ કરવા તક આપી; પણ " ઓહ ગોડ, કેસના કાગળીઆં?" યાદ કરવાની તક મળે તે પહેલાંજ મિ. વર્ણશંકરના " આઈ રીકવેસ્ટ મિ. લોર્ડશિપ માયલેટર્સ આર ગીવન ટુ ધ ચણામમરાવાળા થ્રુ મીસ્ટેક વીથ સંદેસ નકલસ ' એવું બિન જવાબદાર અર્ધ આંગલ–વર્નાકયુલર અલંકૃત " મેઇડન લેકચર " સાંભળી કોર્ટે ટુંક વખતમાં ઘણા કામોનો તોડ કરવાનો હોવાથી " લેઈમ એકસકયુઝ " કહી ખર્ચ સાથે કેસ કાઢી નાખ્યો. પહેલેજ કોળીએ માંખી આવતાં મિ. વર્ણશંકરે, ફીને બદલે સરસ્વતીની સાલપામરીની ભેટ ધરતી વાઘરણના સકંજામાંથી માંડમાંડ છુટી, પહેલા રૂ ૫) લીધા હતા અને બાકી રૂ ૨૦) ગુમાવી, પરસોતમ કાકાને રૂ ૧૦) નો ચાંલ્લો ચોઢયો, અને હાર્યા કહેવાયા નહિ માટે હજી અપીલ થાય એવો દંભિક દિલાસો દઇ, ડાબા કાનની જમણા હાથે બુટ પકડી, રીચીરોડના ધોરી રસ્તેજ પ્રતિજ્ઞા લીધી કે ' નકલ' ની' અકલ ' એ બધાનું પહેલું પગથીઉં.

* * * *

**મીસ્કીન** મીયાંજીને એવી આદત હતી કે રમઝાન ઈદ અથવા બકરી ઇદ એવા વાર તહેવાર આવે ત્યારે, ગોમાજી મારવાડીને ત્યાંથી ૨૫ ટકા વ્યાજે બે દસ ત્રણ દસ કે ચાર દસ રૂપીઆ ઉધાર લાવવા. તેમનો સિધ્ધાંત હતો કે "જે હય નવાબ, જે ખાતે હય કવાબ, જે પીતે હય શરાબ, વો હિસાબ કીતાબ રખે તો ઉસકા ખાના ખરાબ." ત્રણેક પચીસ ટકા વ્યાજે રૂપીયા લઈને મિયાં ઈદ કરવા નિકળતા.વરસ પછી મીયાંસાહેબે રૂ. ૨૦૦ લીધા હશે, જાતે રૂ. ૧૫૦ ભર્યાં હશે, પણ ગોમાજીએ તો ધડાક લઈ રૂ. ૪૦૦ અને વ્યાજ સાથે રૂ. ૪૬૩–૪–૬ ની બાકી કાઢી. મીયાંએ " સોકા હુઆ સાઠ, ઉસમેસે આધા ગયા નાઠ. દસ દેંગે, દસ દિલવાવેંગે ઔર દસમે લેના ઔર દેના કયા?" એમ બે ચાર મુદત વીતાવી. ગોમાજીએ દિવાળીપર

હિસાબ ચોખ્ખો કરાવવા કોર્ટમાં અરજી કરી, અને કોર્ટે ગોમાજીની ગોટાળીયા પણ પુરાવાવાળી હિસાબની ચોપડી જોઇ, અને મીયાં સાહેબ પાસે હિસાબની નકલ ન હોવાથી તેમની શાખને રાખ લેખી ગોમાજીના લાભમાં ડીક્રી કાઢી આપી. ચાર પાંચ વરસે મહિને રૂ. ૮ ના હપ્તે મીયાંયુને પૈસા ભરવા પડયાજ. ખાનસાહેબે હિસાબની નકલ કરવાની અકલ દોડાવી હોત તો?

* * * *

સેંટ ઝેવીયર કોલેજમાં જુનીયર "બી. એ." માં ભણતો જહાંગીર જરીવાલો બસરો ચશમથી પ્રિવીયસમાં પઢતી પેરીન પાઉંવાલાને "લવ" કરતો હતો. બન્ને વચ્ચે સગા–વહાલાંની આંખમીચામણ ભરી સંમતીથી "એંગેજ મેંટ" થઇ ગઇ પણ હતી, અને દાદાર હોરમજના પાક પનાહથી આવતી સીઝનમાં મેરેજનું પણ સેટલ થઈ ગયું હતું.

પરંતુ જહાંગીરની એક નજીવી ભુલે પેરીન પારકી પોરી થઈ ગઇ. જહાંગીર પોતાના બધા "લવલેટર્સ" વિણુ નકલે અડવાડીયાના સોની સરેરાશે પેરીનને મોકલતો, પણ અઠવાડીએ નકલ કરીને એકજ પ્રેમપત્રિકા મોકલતો હોત તોજ સારૂં થાત, એમ નીચેના બનાવથી તેને ચીમકી લાગી. પણ ઇટ વોઝ લેઇટ– ટુ લેઇટ. મકુંજે દાસ્તાન એમ બનીયું કે જહાંગીરના બધા પત્રો તેનો જાની દોસ્ત દોરાબ 'આઉટ એન્ડ આઉટ રીડ" કરીને પછીજ પેરીનને પહોંચડાવતો. અને પેરીન ભોલી ગુલની કાની પોતાની સહીપણી શહેરાંને વંચાવતી. શહેરા તે કાગળો ગમે તે યુકિતથી જાળવી રાખતી. જહાંગીર સંબોધનમાં "ડીયર ડોલી" લખતો અને સહી "જાંગુ જોલી" નામે કરતો. જહાંગીરના બાવા બહેરામજી રીટાયર્ડ પેન્શનર હતા, અને જહાંગીરને આયંદા દહલો મળે તો "બી. એ." બનાવી આઇ. સી. એસ. થવા મોકલવા માંગતા. મહેરાંના બાપ લીમજી દારૂના ઇજારામાંથી લાખો કમાયા હતા. પરંતુ તેમનું એકજ ફરજંદ શહેરાં કાગડાની પાંખ જેવી રૂપરૂપની પરી, પચીસ પપેટી જોયા છતાં લગ્ન બજારમાં મંદીમાં હતી, તેથી તેઓજી ખીજરાતા. બધી વાતની જાણકાર શહેરનાં મનમાં એક તરંગ આવ્યો. તેણે બાવાજીને વાતમાં કહ્યું કે પેરીનને જાંગુ ચહાતો નથી. પણ મનેજ લવ કરે છે, અને એની સાબીતીમાં "લવ લેટર્સ" બતાવ્યા.

લીમજીભાઇ શકનમાં વિઘ્ન નહી કરી સીધા બહેરામજીબાને મળવા "રોલ્સ" મોટરમાં પહોંચી ગયા, અને જાંગુને પેરીન જોડે પરણાવશો તો આપઘાત કરશે, અને શહેરાંને તે ચાહે છે તો ચાર ચોખ્ખા છાંટશો

તો તેને વિલાયત જવાનું, ભણવાનું ને ઘર માંડવાનું ખરચ ને પાછળ પોતાનો વારસ જાગુ થશે એમ ગેરલાભ લાભ ગણાવ્યા. લક્ષ્મી સગનવંતી થઇ ચાંલ્લો કરવા આવે તો કોણ મોંધુ બને એમ બહેરામજીએ બધી વાત કબુલ કરી. કબાલો સહી સીલ થયો.

બાવાજીની બીકે અને પોતાના કાગળોની નકલોના અભાવે જહાંગીરની તાળવે જીભ ચોંટી ગઇ. પેરીનનું કારજ છોકરો વિલાયત જવા માંગે છે, તેવા બહાને તોડી નંખાયું. પેરિનના " માય કયુપીડ " સંબોધને લખાયલા પોતાના પઝેશનમાં રાખેલા સર્વ કાગળોનોનો ઉપયોગ હવે 'દોરાબ ડેન્ટ કેરે' કર્યો. અને જહાંગીરને પૈસાની તુમાખીવાળી અધકચરી શહેરાં મીસીસ તરીકે મળી, અને એચક્ષ આશકને આતસથી બાળવા પેરીને દોરાબને " હસબંડ " તરીકે સ્વીકારી લીધો. ચાલો ત્યારે આનંદ મંગળ ગાવો, "નકલની અકલ ન હોવાનો આ ભવાડો" અણગમતી જોડીઓ આ ખૂબ લહશે ! ! !

   

" બી. યુ. " ના બી. એ. બન્યા પછી બાલુભાઇને હજાર ધક્કા ખાઈ, સર્ટીફીકટ, મહાપદ્મ મસ્કાને સેંકડો સુચનાઓથી, " કેપીશ ઇન્સ્ટીટયુટ " માં માસિક રૂ ૫૦નાં પગારે નોકરી તો મળી. પોતાનો હક ન જાય માટે, અદેખા મહોમીઠા અને ખટખટી સ્ટાફે તેમને મોટા ભા બનાવી હીસ્ટરી ઇતિહાસ તેમનો વિષય ન હોવા છતાં, મોઘમ ઓર્ડર થોડા દામે ઘણું કામ લેતા, " સીકસ એન્ચીઝ ઓન એ બોય " બોલનાર, મ્યાનેજર + હેડ માસ્તર + માલીક + પ્રીન્સીપાલ પાસે લઈ લીધો ! !

બાલુભાઇએ શુક્રવારનું સવાર, શનિવારની સાંઝ, અને રવિવારની રાત એમ નવ કલાક બાબરથી માંડી ઔરંગઝેબ સુધી શીખવાનું ટીપ્પણ તૈયાર કર્યું. સોમવારે તેમને પહેલાંજ પીરીયડમાં " ઓપનીંગ લેકચર " ઉર્ફે શિક્ષણ આપવાનું હતું. પહેલો મારે તે કદી ન હારે એમ, બાલુભાઈ " ડેવીડ સીંકલેર " ની હીસ્ટરીમાં કાગળીયાં મુકી મીસીસે સીરોપુરી, દાળભાત, ભીંડા ને દહીનું શકનવંત ભોજન કર્યું હતું, તે ઢેંડે પેટે જમવા બેઠા. તેમના કાગળીયાંની શી દશા તે અરસામાં થઇ તે આગળ જણાશે.

બરાબર સ્હાડા અગીઆરે કલાસમાં જતાં તેમને કોરલાસીઝને ' ફીફટી ફાઇવ બોયઝ ' મળી ૫૯ સ્ટુડંટસ માલમ પડયા. તે સાહમી વ્યકિતએ તમાકુનું ઝમાવેલું પાન ખાઈ હોઠ લાલ કરી પહેલોજ સવાલ હાંક સુલેમાન

ગાલ્લી કરી, " When did Baber came to India ? " અર્થાત " વેન ડીડ બાબર કમ ટૂ ઈંડિયા ? " પૂછ્યું. કોઇએ પરીક્ષા કરવા કે અ-મસ્તા જવાબ આપતાં એ. ડી. ૧૪૨૭ યાને વન થાઉઝંન્ડ ફોર હંડ્રેડ ટુ એન્ટી સેવન કહ્યું. એટલે જાણકારે પ્રોટેસ્ટ (વાંધો) ઉઠાવ્યો. ખાત્રી કરવા પોતાના કાગળની નકલ શોધવા સીંકલેરમાં શોધમશોધ કરવા જતાં પૂલપીટ પરથી ખુરશી ખસી, " એ...હાં " ના પોકાર સાથે બાલુભાઇને ધરાશાયી બનાવી ચસ્માનો ચુરો કરવામાં ગોઝારી બની.

જોવા આવેલા ફર્સ્ટ એસીસ્ટંટ મી. કાટેએ હેડમાસ્તરને પ્રી ગણાતા ઉઠાડી બોલાવી સીનેમા સીન બતાવ્યા. થઈ રહ્યું. બાલુભાઈનું તકદીર તુટયું. આ ટેબલો જોઇ બધા દેખતાં હેડમાસ્તરે " મી. તમે વેદીયા છો, બીલકુલ પ્રેકટીકલ ( વ્યવહારૂં ) નથી. વાયુના રોગવાળા છો. એજ્યુકેશનલ લાઈનિ માટે ટોટલી અનફીટ છો, આવા પેટભરૂને કોઇ ભારે પગારે રોકી સફેદ હાથી બાંધે કે? " એમ પાણી ષાણી વાકબાણોએ કરી, રાજીનામું લીધા વિના પાણીચુ આપ્યું !!! ત્યારે તેમનાં કાગળીયાંને તેમનો ચાર વરસનો એકજ સન તેમના ભોજન સમયનો લાભ લઇ તફડાવી, દોરીએ બાંધી, બારીએ-થી પતંગ ચઢાવતો, ઢીલાધબ પગે ઘેર આવતાં બાલુભાઇએ જોયો, ત્યારે પુત્રની રમતથી મગ્ન થતી મંગળ માતાને " તમે છોકરાને ચડાવી બગાડી મુકયો છે. મ્હારા કાગલીયાંની આ દશા ? નોકરીને આબરૂં લીલામ થયું !! " એમ કહી ગુસ્સો ધરવાળી પર કાઢયો. પરંતુ તે ફ્રેશ ગ્રેજ્યુએટને " મેન્યુસ્ક્રીપ્ટ " એલીયાસ "નોટ્સ" ની "કોપી" કરવાનું ડહાપણ ન રહ્યું હતું!!!

ચાલો ત્યારે આ ચાર દષ્ટાંત પરથી 'અંગુઠા ઉપરથી રાવણ' સમજી નકકલ રાખો રે નકકલ રાખો.

**લખેલા લખાણની નકલ રાખો.**

# ખદબદતી ખીચડી.

## કે

## ખાના ખરાબી.

---

સાંભળ વાંચક! કથા કહું, કરમની કઠણાઇની કાતીલ કહાણી કયું–કેટલીંક વખતે વાંળવગરનો તાલવાળો માણસ નાળીએરીના ઝાડ નીચેજ નશીબ સંજોગે જઇ બેસે છે, અને 'કાગનું બેસવું અને ડાળનું પડવું' એમ બનતાં તે ટાલીયાનું માથું ઝાડ ઉપરથી પડતા નાળીએરથી ભાંગી જાય છે, અને જે ફળ કોઇને મિષ્ટ ખોરાક તરીકે લાગે તે તેને તો ઝેરની ગોળી જેવોજ થાય છે. નશીબને વશ થઈ મહાદેવને વસ્ત્ર વિનાના રહેવું પડયું છે અને વિષ્ણુને સાપનીજ પથારી મળે છે તેમજ બ્રહ્માને બકરા જેવું દાઢું રાખવું પડે છે, તો આપણે કયાં મૃત્યુ લોકના માનવી?

લેભાગુ લાલશંકર લેખક જેમની અમૂલ્ય એટલે મૂલ્ય વગરની કથા ચક્રમના ચિત્રપટમાં રજૂ થઇ છે, તેમના સાઢુના સસરાની ફોઇના સાવકા મામાના દૂધભાઈની દોહીત્રની નાની છોકરીનોજ હું ભાણેજ. આ મુજબ લાલશંકરનો હું નજીકનોજ સગો હોવાથી અને તેમનાં 'ટાઈમ્સ ઓફ ઈંડીયા' થી માંડી 'ભરૂચ સમાચાર' પત્ર સુધી ઓળખાણ પીછાણ લાગવગ અને દબાણ હોવાથી, મને મુંબાઇના કરનાક બંદર ઉપર આવેલા "ઈકડું તીકડું" નામના ગુજરાતી છાપામાં તાલેવંત રામશરણ પુરબીયા નામનાં હિંદી માલેકે માસીક રૂા. ૩૦) ના ભારે પગારે પ્રૂફરીડર, ટ્રાન્સલેટર ઉર્ફે રૂટર, અને (રી) પોર્ટરના ત્રીમુખી હોદ્દા ઉપર આસો સુદ અમાસને દિવસે સ્હાડી ગપતાળીસમાં પોણી ઓગણપચાસ મીનીટે નીમ્યો.

અમારા "ઈકડું તીકડુ" છાપાની પોલીસી માટે બે શબ્દને લખ્યા વિના મ્હારાથી રહેવાશેજ નહિ. અમારો 'લીડર' જોકે તદ્દન નીડર કેમકે 'જીસકા તડમે લાડુ ઉસકા તડમે હમ' એ નીતિએ ઉગતા સૂર્યનીજ ઉપાસના કરવાનો એમનો ઇજારો. સરકારના માબાપના સારા કામોની કોલમ ના કોલમ ભરીને સ્તુતી કરવાની ભાટાઇને અમો તો ફરજજ સમજીએ. બીજી તાજી અને તરફડતી ખબરો હિંદના સેંકડે નવાણું ટકા છાપાઓ

માફક એકમેકમાંથી તરજુમો કરી ભાષા ફેરવી ઉતારા કરવાની અને ચમકાવનારાં મરીમસાલાવાળા મથાળાં કરીને મુકવાની. ચર્ચાપત્રીઓ સાથે તો અમારે મળતાપણું શાનેજ હોય ? જો જાહેરખબરોના રૂ ભાગથી છાપું ન ભરીએ તો, જાહેરખબર આપનારને ૫૦૦૦ ગ્રાહકો હોવાનું જણાવીએ અને રજીસ્ટર ઉપર ફક્ત એક મીડા વગરનાજ આંકડાના ગ્રાહકો, અધિપતિ, મફતીયા, જાહેરખબર આપનારા સુદ્ધાંત હોય, ત્યારે ૨૨ કંપોઝીટર, ૨ પ્રિન્ટર, અને એક તંત્રી તથા બે અમે મળી ત્રણ માણસનો ઓફીસનો સ્ટાફ કયા ખર્ચે ચાલે ? ચાલો હું હવે આમતેમ આડો ફાટવાને બદલે ચાલૂ વિષય ઉપરજ આવું.

* * * *

ચાકરી ઉપર ચાલૂ થયા પછી આપણે તો ભવિષ્યમાં અધિપતિ થવાની આશાએ અને પછી "સૌરાષ્ટ્ર" જેવું ઝમકદાર, "રંગરાગ" જેવું ચટકાદાર, અને ઉજડ ગામમાં એરંડા પ્રધાન જેવું કાશ્મીરના શ્રીનગરમાં "વિજય ડંકા દ્રવ્ય દેનારનાં ગુણગાન" નામનું કલાકિક છાપું કહાડવાની નેમે, ડોકામરડીમાં મનસુખમલના માળામાં ભોંયતળીએ માસીક રૂા ૧૩॥ ના ભાડાથી સંડાસની ડાબી બાજુની અને નળની જમણી બાજુની દિવાન ખાનાના નામ માત્રથી ઓળખાતી,' સીંગલ ' ઓરડી ભાડે રાખી. આ ઓરડીમાં ભેજ અને કામળા નામના જીવડા તેમજ વાંદાનો કાયમ વાસ હોવા છતાં, મહેતાજીને પાઘડીના ગણી રૂા. ૧૫ ) નો ડામ દેવો પડયો !!!

ઓરડી મળી એટલે અગીઆરમે દિવસેઓગણજથી મ્હારી ગૃહરાણી પસી પટલાણીને ત્રણ રૂપીઆ તેરઆનાનો તાર કરી તેડાવી. જો કે હારી ઉંમર ફક્ત સોળ વરસ સાત માસ ત્રણ દિવસની છે, છતાં અમારી પટેલ યાને પાટીદાર કોમમાં તો પારણામાંથીજ લગન થાય છે તે મુજબ મ્હારૂં લગન પાંચ વરસની મોટી ઉંમરે ત્રણ વરસની આધેડ પસી જોડે અમારાં માબાપે ખોળામાં બેસાડી અને કેડે રાખી, હાથ મેળાપ,મંગળફેરા વિગેરે કરી કર્યું હતું, એટલે ખરી રીતે અમારાં લગન થવાને પસીની મા અને મારા બાપ અમારે બદલે પરણ્યા હતા, એમ કહેવું એ અજુગતું ન ગણાય !!! જો કે અમારા પૂર્વજમાં લાલશંકર જેવું ભરામણનું નામ અમારા ગોરના કહેવાથી રાખ્યું હતું, પણ મારૂં નામ તદન સ્વતંત્ર રીતે "કુટઓલદાસ" પાડવામાં આવ્યું હતું. પસી જે મહારો "અલી "નું

નામ હતું, તેને મુકવા તેના મામાના ફોઈના છોકરો આવ્યો હતો, તેને ત્રણ દિવસ મેમાન રાખી કંસાર, શીખંડપુરી, શીરો અને લાડુ વિગેરે જમાડી, અને રૂા. ૫) ખરચી ટ્રામ, નાટક સીનેમા વિગેરેથી મુંબાઇનો પરિચય આપી, ત્રીજે દિવસે પાછો મોકલ્યો. ત્યાર બાદ 'હું અને મ્હારી વહુ અને આવી ગયું સહુ' માનનારા અમે બન્ને પાડાપાડોશી સાથે સારૂં ન રાખતાં, અમારી ઓરડીના અમે માલીક સમજી, અતડા રહી, ગાડુ ગબડાવા માંડયા. રોજ સવારે મુંબાઇ નવે ઓફીસે જતાં અને સ્ટેંડર્ડ સ્હાડાસાતે પાછા ફરતાં, બે ત્રણ જુનાં છાપાં અને એક 'ઇકડું તીકડું' ની નકલ મ્હારી જાહેરાત માટે રાખી ચાલીમાંથી પસાર થતાં, હું મ્હારી જાતને 'હોર્નીમેન' 'મોતીલાલ ઘોષ, કે 'નટરાજન સમજતો, અને આજુ બાજુ ટહેલતી ઘાટીઓની 'નવરી'ઓ અને બાળકો મ્હારા સામું ટીકીને જોતાં જોઇ અને મ્હારી બાપાભાયડાશાહી ચરોતરીયા ડબ્બાને હસતા, તે મને જોઇ ખુશી થાય છે સમજી, આ ફુટલબોલદાસ કુલીને ફાળકોજ બનતા અને મ્હારા ગયા પછી મ્હારી ઘરવાળી "એ આમ કરે છે અને આમ કમાય છે", કરી પ્રશંસાની પોથી ઘાટણો આગળ 'ભેંસ પાસે ભાગવત માફક ઉકેલતી.

* * * *

તે એક બુધવારને દિવસ હતો. સહવારમાં સ્હાડા પાંચ વાગે ઉઠતાંજ માલમ પડયું કે શ્રીમતી પસીએ ફ્રેંચ લીવ લીધી હતી, એટલે તેમને ચટાઇ ઉપર શૈયા કરવાની સલાહ બલ્કે વિનંતી કરી. કેમકે તેઓશ્રીને હુકમ તો મારાથી થઇ શકતોજ નહિ. મને માલુમ છે કે તેમનું વિખરાયલા વાળવાળું અંલ-જ સ્ત્રી જેવું મોઢું એ આગાહી કરતું હતું, કે આજે કંઇ પણ નવાજુની થશે, અને જો આમ બનશે, એમ મને ભૂતકાળમાંથી ભવિષ્યમાં કે વર્તમાન-માંથી ભાવિમાં જોવાની દિવ્યદ્રષ્ટિ મળી હોત, તો મેંએ હાથ મુકીનેજ તેમને હુકમ કરત. પણ બ્રહ્મા વિષ્ણુ અને મહેશ માફક મને પણ ભાવિએ ભટકાવ્યો અને ભૂલાવ્યો છે. જ્યાં નશીબ તણી ગતી ન્યારી ત્યાં આ ફુટબોલ દાસ શું કરશે રે શું કરશે?

બરાબર આઠ વાગે જાગ્યો, અને 'લેતા હે' કરીને દુધનું પવાલું લઈ બહાર આવ્યો, તો માલુમ પડયું, કે આઠ વાગી ગયા હતા, અને ભૈયાજી બાર બુમ મારી ચાલ્યા ગયા હતા. આપણે હાફકોટમાં હાથ ઘાલી જોયું તો સુન રૂપીયા સુન આના નવ પાઇ જોયા. દુધ લેવા જવાનો વીચાર કરી જેમ તેમ હિંમત પકડી બહાર નિકળ્યો તો દુધવાળો ભૈયોજ

જતો માલમ પડયો જેને કરગરી મનાવી સાંજેજ પૈસા આપવાની કબુલાતથી તેના ઓળખીતા પાસેથી પોણાપાશેર દુધ લીધું. ફેર આવી સ્ટવ સળગાવવા જાઉં, તો ન મળે તેમાં પુરતું ઘાસતેલ કે ન મળે કાંડીની પેટી. પાડોશીને ત્યાંથી દિવાસળીની પેટી માંગી લાવ્યો અને આવી જોઉં તો તો મહારાણી ઘોરતાં હતાં અને મીંદડીબાઇ દુધની બીજબાની લગભગ અડધી ઉરાડી ગયા હતા. મીદડીને હાંકી શ્રીમતીને જેમ તેમ પાણી છાંટી જગાડયા, અને સ્ટવ પેટવી ઉતાવળમાં ચ્હા મુકવાની તૈયારી કરી. ખાંડ પણ એ ચમચીજ નશીબ સંજોગે બાકી હતી, અને ચાના ડબામાં તળીએ ચમચી વાગતી હોવાથી ઉપરવાળાને ત્યાંથી તે પણ માંગી લાવવી પડી. કાંડી અને ચા જેવી ન્હાની ચીજ પણ પાડોશીએ મ્હોં મચડી આપી, કેમકે બંદાને સર્વ પાડોશીઓ સાથે પાણી ઢોળી ભેજ કરતા હોવાથી અમાસ અને પુનમ જેવો સંબંધ હતો. જેમ તેમ અડધી ઉકળેલી ચા તૈયાર થઈ અને પાડોશની ઘડીયાળમાં સ્હાડા દસનો એક ડંકો થયો. જેમ તેમ અર્ધી મોળી અર્ધી ફીક્કી 'ચા' નામનું દુધ પાણી ખાંડનું ડોળચું પેટમાં ઓરી, પારસમણી પત્નીને પણ થોડો તે પ્રસાદ આપ્યો. ઓફીસે મોડું થશે અને લીડરના પ્રૂફ્સ તપાસવાની ના પાડવાથી ખાર રાખનાર અધિપતિ ઉર્ફે તંત્રી અને ટપાલના ખરચ પેટે બોણી આપવાની ચોકખી ના પાડી હતી માટે સ્ટાફનો ત્રીજો વીસ રૂપીયાનો દરમાયાવાળો અમલદાર ભૈયાજી, શેઠના મરીમસાલા વાળી ચુગલીથી કાન ભંભેરશે એ ખ્યાલથી, પસલી ઉર્ફે "એ" ને સાંજે આવી જમવાનું કહીશ મોડું ઘણું થઇ ગયું છે, એમ કહી આ હિંદુ કહેવાતો નર દાતણ, નાહ્યા કે પૂજા કર્યા વગર નફ્ટ ચાકરીની લાહ્યે ટ્રામના પૈસા ન હોવાથી પગ ઘસડતો ઓફીસે જવા નીકળ્યો અને બે કલાક બાદ ખાસ સાડા બારે પહોંચ્યો.

    

ઓફીસમાં દાખલ થતાંજ મોટા શેઠ જાણે દારૂગોળો ભરેલી ડીનામાઈટ સુરંગ જેવા તૈયાર રાખેલી સુરંગમાં જામગીરી પડતાં તડાકો કરી ઉઠયા. તીન તીન ઘંટે તક દેરી હોતી હય? ! ! બાબા તુમ અમારી ચાકરી નહિ કર શકતે ! ! દાદર ઉતર જાઓ." આપણે હતા ¾ ભુખ્યા અને ¼ થાકયા એટલે એકદમ "બહોત ખૂબ" કરીને ઉતરવાજ માંડયું. કોઇ પણ બિલ્લિને તમે ઓરડા માં પુરી સતાવશો તો તે ભાગી જવાની પોતાની ટેવ ભુલી, નહોરીયાં દેવાની હિંમત બિન ઉપાયે ધરશે. બે બિલ્ડીંગ આગળ ચાલ્યો હઇશ ત્યાં

અમારા અધિપતિ ઉર્ફે શેઠના ખુશામતીયા અને ઝેરથી કાન ભરનાર શ્રી. માનશંકર ટોપી પહેરણ અને ધોતીયા સાથે પગમાં જોડા વગર ઉતરી આવ્યા, અને બોલ્યા, " ફુટબોલ આવી નોકરીની મંદીની સીઝનમાં શા માટે ઉદ્ધત થાય છે ? શેઠ ગુસ્સે થાય તો પણ ભલા મારૂં તો તારે માટે લોહી બળે છે એટલે સમજાવવા આવ્યો છું !!! શેઠની માફી માગી લે." આપણે માફી માગવાની ના પાડી એટલે તેણે કહ્યું કે તમે બોલ્યાચાલ્યા વિના કામે મંડી જાઓ. ભાઈશ્રી શેઠના કહેવાથીજ બોલાવવા આવ્યા હતા, પણ માફી મંગાવી પોતાની મોટાઇ દેખડાવવાજ આ યુક્તિ કરી હતી. આપણે તો ઝટ આપણા ટેબલે જઇ " તાજા સમાચાર " માટે તફડંચી કરવા માંડી, અને કલાકમાં તે તૈયાર કરી " પ્રેસમેન " ને આપી દીધા. " મુંબાઇ બે વાગ્યા પણ હજી રીપોર્ટર નથી આવ્યો, આજે કોરપોરેશનમાં ખાસ સભા છે માટે જવું પડશે. તમારૂં કામ હું સભાળી લઇશ માટે ત્રણ વાગે જજો. " આ પ્રમાણે સ્નાનના સમાચાર માનશંકરે સંભળાવ્યા.

આપણે જાણ્યું કે ચાલો યમના ચક્રમાજ બેડા કેમકે " ઈકડું તીકડું " ગુરૂવારે પ્રગટ થતું હોવાથી આ સભા પુરી થાય એટલે રિપોર્ટ ઓફીસમાં આવી ઘસડી આપવાનો, એટલે નવ-સ્હાડાનવેજ છુટકો. આપણે પગાર લેવાની ગરજ હતી, એટલે બનાવટી હસ્તે મોઢે હોં કરી અને ચીઠીમાં પગાર માટે માંગણી કરી શેઠને ટેબલે મોકલી. તા. ૧૫ હોવા છતાં શેઠે બોલાવી કહ્યું, " તમે મોડા તો દરરોજ આવતા લાગો છો, અને આટલો વહેલો પગાર માંગો છો ?!!! પગાર તા. ૨૦ મીએ લેજો આજ સીલક નથી. " વાંચકને ખરૂં કહું તો તે દિવસેજ ત્રણ મહીનાની નોકરીમાં મોડો હતો અને મારા પછી એક પ્રેસમેન અને બે કંપોઝીટરોને શેઠે રૂા. ૪૦ અને રૂા. ૨૫ મળી રૂા. ૬૫ ઉપાડ આપ્યો અને મ્હારા રૂા. ૩૦ માટેજ સીલીક નહોતી. !!! આજકાલ એજ જમાનો છે કે શેઠીઆ લોકો કારીગર વર્ગને દબાયા ચંપાયા રૂપીયા ધરી દે છે, અને પટાવાળાથી પણ ઘણી સંખ્યામાં મળતાં લેખકવર્ગને કકળાવી, દબાવી ત્રણ ગણું કામ લઈ કડકે કડકે પૈસા આપે છે. આ પણ આ લોહયુગનુંજ (Iron Age, Bloody Age) પરાક્રમ. ઉપાડ લઈ ગયેલા પ્રીન્ટર પાસેથી દાઢીમાં હાથ ઘાલી, તેણે સાંજે પીઠામાં દારૂ પીવાના બજેટ માટે નકકી કરેલા રૂ ૫ માંથી રૂ ૧ ઉછીનો લીધો, કેમકે ઓફીસ ટ્રામભાડું આપતી નહોતી, અને કોરપોરેશન હોલ સુધી ચાલવાની શક્તિ અને હિંમત મ્હારામાં નહોતી.

ધી મદ્રાસ ટાઇમ પ્રમાણે સાંજે પાંચને પચીસ મિનીટ અને ઘડી પંચાવન સેંકડે કારપોરેશનમાં પહોંચતાં માલમ પડયું કે દાદર હોરમજદની મહેરબાનીથી તે દિવસે પુરતું કારમ ન હોવાથી અને એજંડાપર કંઈ ઉપયોગી કામ ન હોવાથી સભા મુલતવી રહી હતી. આ સમાચાર ઓર્ડીસે આપવા આવ્યો, તો માનશંકર મસ્કાશંકર પસાર થઇ ગયેલા અને નોંધ અને એ ચર્ચાપત્રની ગેલીઓના પ્રૂફસ તપાસી, સાંજે સાત વાગે ભુખ્યા પેટે થાકયા પગે અને ખીસ્સામાં પોણા આઠ આના સાથે "વાલમ વળ્યા નીજ ઘેર."

ઘેર આવી ઉમરામાં પગ મુકું તો ભૈયાજી જાણે હજાર રૂપીઆ દસ વર્ષનું દેવું ન હોય, તેમ તેમના સાગ્રીદ દુધવાળા સાથે પૈસા લેવા ઉભેલા અને દુધના રા આના લઈ પોતાના માસીક આંકડાના રૂ. પા ની માંગણી પણ કરી. આઠ દિવસ પછી આવવાનું તેને સમજાવતાં તેણે કહ્યું કે પૈસા પત્યા પછીજ દુધ દઈશ અને કે કમને બીજે દિવસથી ચહા ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો, ત્યારબાદ ઘરમાં આવી તપાસ કરી તો શ્રીને પર્સાએ પાડોશમાં એક ઘાટણને ત્યાં, ભુખ્યા ન રહેવાયાર્થી આપધ્ધર્મ સ્વીકારી સર્વ નાશે અર્ધું ત્યજે પંડિત પ્રમાણે, વરણી (દક્ષણી લોકના દાળ ભાત) ચટણી અને વાંગી (વંગણ) ની ભાજી જમી લીધાં હતાં. ઘરમાં ચોખા. દાળ, લોટ વિગેરેના ડબ્બા તપાસતાં તૂપ (ઘી) અને લોટની ખોટ માલમ પડી, અને આપણે થાકયા પાકયા કંટાળ્યા હતા તેથી 'રોયલ ફુડ' એટલે ખીચડી કરવાનો નિશ્ચય કર્યો. કોણ જાણે કેમ મને કુબુધ્ધિ ઉત્પન્ન થઈ કે આવો ગાંવડી. નિશ્ચય કર્યો. પરંતુ એક રીતે આ સારૂંજ થયું. કેમકે નહિ તો આ દાસ્તાન ભાગ્યેજ લખાત, અને આપણે બંદા પ્રખ્યાત વિખ્યાત થાત નહિ.

આપણે તો શ્રી ગણેશાય નમઃ પ્રમાણે સઘડી પેટાવવાની તૈયારી કરવા માંડી. કોલસાની ભાગાકારના શેષ માફક નહિ-ની નામની ભુકીને, નરસિંહ મહેતાની વહેલ જેવી અર્ધી ભાગી તુટી સગડીમાં નાખી. ઘાસતેલના અભાવે મીઠા તલના તેલની કાકડ (દિવેટ) મુકી, દેવતા પેટવવા માંડયો. પંખો નાંખવા માટે શોધતાં તે મળ્યો નહિ. એટલે કલાપિના કેકારવનું પુઠું ફાડી નાખી, જેમ તેમ પોણા કલાકે દેવતા પેટ્યો. એલ્યુમીનીયમની તપેલી-માં ગોળીમાં ગાળેલું પાણી ન હોવાથી. બાલદીમાંનું પાણી ભર્યું. ડબામાંથી ચોખા કાઢવા જતાં, પહેલા દિવસે મારીસે પોતાની રોજની ટેવ પ્રમાણે

લોટવાળા હાથ ઘાલી ચોખા લીધેલા હોવાથી, સેંકડો સીંદુરિયા કીડીઓ ચઢી હતી. જેમ તેમ કીડીઓ અને ચોખાની ફાયજોને પાણીવડે સાફ કરી, દાળના ડબ્બામાંથી જોઇએ તેના કરતાં આઠમા ભાગનીજ દાળ મળતાં, દાળ ચોખા મેળવી, ખીચડી ઓરવાની તૈયારી કરી. ખીચડી માટે મુકેલા અધરણની તપેલીમાં જોતાં પાણી કાકરવરણું ( Lukewarm ) થયેલું દેખાતાં, તેમાં પાણી ખદબદ થવા દીધા વિનાજ ખીચડી ઓરી દીધી ! ! ! મીઠું મળ્યું તે ખીચડીમાં નાખ્યું. અને હળદર ન મળી એટલે કયાં રંગને ખાવા છે, રાતના કયાં કોઇ ખીચડીનો રંગ જોવાનો છે, એમ બોલી સફેત ખીચડી તો સફેદ પણ પેટ તો ભરાશે, એમ કહી, ચલ ચુલા ખીચડી ખાઉં કરતો તપેલી ઉપર તરાપ મારતો બેસી રહ્યો. ખીચડી ચોંટેછે કે નહિ તે જોવા-ભાતીયાનો દાંડો મારી જોયો અને તપેલીને તળીએ ટણટણ અવાજ થતાં માલમ પડયું કે તેમ નથી થતું. થોડીવાર પછી દાળનો દાણો ચડયો છે કે નહિ તે જોવા તપેલીમાં નજર નાખતાં માલુમ પડયું કે દાળ ચોખા બન્ને અધકચરાં હતાં અને તપેલીમાં બીલકુલ પાણીજ નહોતું. પહેલે દિવસે અજાણ અને અજ્ઞાન પસીએ તે એલ્યુમીનીયમની તપેલીમાં મીઠું ભરી રાખેલું હોવાથી તેના તળીયાનો ટુકડો ભાતીયાનો દાંડો લાગતાંજ તુટી ગયો હતો, અને તપેલીમાંનું પાણી અગ્નિ દેવતાને શરણ થઇ ગયું હતું ફરીથી તપેલીમાંથી દાળ ચોખાને શાક કરવાની લોઢાની કઢાઇમાં નાંખી પાછું બાલદીનું પાણી ઉમેર્યું અને જેમ તેમ કોલસાની ભુકીને પાછી તેજન બનાવી ખીચડી કરવાની વેતરણ કરવા માંડી. બરાબર સ્ટેન્ડર્ડ બાર વાગે પાણી પોચી અને દાળ રહેજ ઉભી એવી ખીચડી થઇ ! ! ! ખીચડીમાં ખાવાને ઘીની કસલી ગોતવા માંડી તો “ અભાગીઆ તું જઇશમાં બેસી રહેજે ભારમાં ” ‘ **तुपस्य त्वरिता गतिः** ’ થઇ ગઈ હતી, એટલે સવારે જે મીંદડીએ અર્ધું દુધ પીધેલું હતું તેજ મીંદડીને હરામચસ્કો લાગેલો હોવાથી રાત્રે જ્યારે હું ખીચડી બનાવવાની ધમાલમાં પડયો હતો ત્યારે પાછળથી આવી લપાઈ કસલીમાનું અર્ધો નવટાંક ઘી ઉંદરનું મિષ્ટાન્ન ઉડાવવા પહેલાં નાસ્તા તરીકે ખાઇ લીધું હતું. ! ! ! ! દુધ, ઘી, બીલાડીને ખાતી જોવાને , મ્હારા દુધઘીથી લાલણુમ બનેલી મ્હારી બાયડી જાણે જોવાની દરકાર કરતી ન હોય તેમ અત્યારે “ પેટ ભરાયું તો આખું શહેર ધરાયું ” સમજી નિરાંતે ઘોરી રહી હતી. ! ! !

આંખમાંથી ગુસ્સાને લીધે લોહીના આંસુ પડતાં હતાં, અને ઉંઘતી પસી પટલાણીનું કડછીને દાંડે ખુન કરી નાખીશ, અને સ્હવારે કોરોનર જ્યુરી ભરશે અને છાપાઓમાં:—

---

## ખીચડી માટે માટીએ કરેલું ખુન

### નખજો ધણી ભૈરીપર શુરો.

### પાપી પરેલ પુત્ર.

ઇત્યાદી મથાળાંઓથી મ્હારી કરણી છપાશે અને 'ઇકડું તીકડું' માં "અમારા બાહોશ રીપોર્ટરની પત્નિનું અકાળે અવસાન" છપાશે, એવા હવાઇ ખ્યાલો થઇ ગયા. પણ તે ગુસ્સાને અમલમાં મુકવાની શકિત કાંડામાં નહોતી.

જમવા માટે થાળી શોધવા માંડી, તો ખાળ ઉપર વાસણો જે એ દિવસના ગંદા હતા તેનો ખડકલો મેરૂ ડુંગર જેવો હતો. કકળી કંટાળી ત્યાંથી મોઢું ફેરવ્યું તો અભરાઈ ઉપર લોઢાની તવી માલમ પડી. શાસ્ત્રમાં નિષેધ કર્યો છતાં એક હિંદુ આ પામર જીવ, સવારનો નાહ્યા ધોયા વિના લોઢાની કઢાઇમાં રાંધેલી, લોઢાના તવેથાથી (ભાતીયાં) લઈ, લોઢાની તવી ઉપર ખાવા બેઠો.!!! તકદીરની તલબગીરી આ નહિ તો બીજું શું?

ભુખ્યે પેટ ખવાય શું? ફકત ઘી વગરની ખીચડીના પાંચ કોળીયા ખાધા અને ઉઠી મુખવાસ તરીકે પાન, સોપારી, વરીયાળીના ફાકા હોવાથી, તે લીધા વિના સુવાની તૈયારી કરી, પણ પૂર્વ જન્મની વેરણ ખીચડી એમ ભાગ્યેજ જંપવા દે. ખીંચડી કાચી હો, કે ખીચડીમાં ઘી ન હો, કે ખીચડીને ત્રણ લોખંડના વાસણનો કાટ લાગ્યો હો, પણ એક દમ જાણે જ્વાલામુખી ફાટયો હોય તેમ પેટમાં દુખવા માંડયું અને એક પછી એક એમ પા ડઝન ઉલ્ટી થઇ, અને ઉલ્ટી બંધ થતાં અર્ધો ડઝન વાર "ચેમ્બર" કે "કૌંસીલ" ની મુલાકાત લેવી પડી. આપણને તો લાગ્યું કે નક્કી કોગળીયું (Cholera) થયું છે, પરંતુ મુંબાઇ ત્રણ વાગ્યા સુધી આ પ્રમાણે નવ વખત પેટમાં પડેલી ખીચડી એકે એક દાણો ઝ.ડા ઉલ્ટી વાટે બહાર કઢાવી ગઈ, ત્યારેજ તેણે મ્હારો.

કેડો છોડયો, ત્યાર બાદ અર્ધો બેભાન અને અર્ધો થાકેલો સંડાસ પાસેની મોરી ઉપર પડયો. પછી શું બન્યું તે તો મારાં પસી પટલાણીને માલમ !

* * * * *

" બાકીની વાર્તા પુરી કરવાનું મ્હારૂં કામ છે ગમે તેવી અભણ, અજ્ઞાન અને અસ્થિર મનની હોવા છતાં પણ એક હું આર્ય અબળા છું. અને મ્હારા પતિ કુટબોલદાસને માટે મને જેટલી લાગણી છે તેટલી કોઇને નહિજ હોય !!!

સવારના સાત વાગે તેમને બેભાન હાલતમાં ઓરડીમાં પાડોશીઓ ઉચકીને લાવ્યા, ત્યારે તેમની આવી હાલત જોઈ મને રડવું આવી ગયું, અને થોડા કલાકમાં મ્હારૂં નશીબ ફુટી જશે એમ મને લાગ્યું. પહેલે માળે રહેતા, માળાના માલીકને આ વાત કહેવાં હું ગઈ પણ તે સ્વાર્થી શેઠે "ભાડું ભરવા આવ્યા છો ?" નો જવાબ નકારમાં મળતાં વાત કરવાની કે કાંઈ પણ સાંભવાની નાપાડી.!!!

બીજે માળે રહેતા એક બોજા ગૃહસ્થે મને બ્હેબાકળી અને રડતી સાંભળી પોતાની ઓરત ગુલનારને મ્હારી ઓરડીએ મોકલી સર્વ વાત પૂછાવડાવી રૂા. ૨૫ ) છાના, ઓળખાણ પીછાણ વગર, જાહેરાતથી દાનની દોણી પીટાવવાને બદલે, શાંતિ અને ચુપકીથી મોકલાવ્યા. અમારો હિંદુ શ્રીમંત વર્ગ આવા અને બીજા અનેક માઠા પ્રસંગોએ મદદ આપવાને બદલે મેણાં મારે છે, જ્યારે પરકોમી પારસી, ઇસાઇ, મુસલમાન આવી સખાવત કરવામાં વ્યાજબી મોટાઇ ગણે છે.

પૈસા આવે એટલે સર્વ ઓળખાણ કરતા આવે તેમ આડોશી પાડોશી ખબર અંતર પૂછવા આવ્યાં, ફેરોઆંટા ખાવા ભરાઇ ગયા અને દાકતરને બોલાવી દવા અપાવી. ત્રણ દિવસે દવાથી અને માવજતથી એમને ( કુટબોલદાસને ) ભાન આવ્યું, અને ચોથે દિવસે સવારે દસવાગે ઓફીસ ( ઇકડું તીકડું ) નો રામો આવી રૂ. ૪૬—૪ આના અને એક બંધ પરબીડીયું તેમને આપી ગયો. પરબીડીયામાં તેમની નોકરીની હવે ઓફીસને જરૂર નથી, અને ચડેલો પગાર મોકલ્યો છે, અને આવા મોંઘવારીના સમયમાં કાપકુપ કરવાની માલીકને ફરજ પડવાથી દિલગીરી સાથે કુટબોલદાસને

રજા આપી છે, આટલુંજ લખેલું હતું. ત્રણ દિવસ પછી ઓરડી વિગેરેનું ભાડું પતાવી અમે ઓગણજ પાછા આવ્યા અને ગામમાં આવી ' મેલ કરવત મોચી ના મોચી, અને દરજીનો દીકરો જીવે ત્યાં સુધી શીવે, ધંધો પ્રમાણે ચાર વીઘાં જમીન લઇ ખેતીનો ધંધો ચલાવ્યો. આજે બે વર્ષ થયાં તેમનું શરીર ખરેખર ફુટબોલ જેવું થયું છે અને તેઓ તેમના ચિરંજીવી ટેનીસબોલજીને રમાડે છે!!!?"

આપેલી હકીકત પુરવણી તરીકે, એક વખત જેને હું ભુડચલ ગણતો હતો તે પવિત્ર પ્રમદા પત્નિ પસીએ લખી આપી છે, પણ તે દિવસની ખાધેલી ખીચડી તો આજે ઘણે વર્ષે પણ મ્હારા રોમાંચ ઉભાં કરે છે!!!



# ચક્રમનું ચિત્રપટ.

૧—મકન મહેતા
૨—કાશી કાછીયણ
૩—મણીયા મહારાજ માણભટ
૪—ઘેલાશા ઘાંચજો
૫—ધનજી ધોબી
૬—વ્યાજખાઉ વનેચંદ વાણીયો
૭—ડાહ્યો દરજી
૮—તારકસઅવાળા તાહેરઅલી
૯—અમથો એક્ટર
૧૦—જોષી જમનાશંકર
૧૧—પીઠાવાળો પેસ્તન દારૂની
૧૨—લેભાગુ લાલશંકર લેખક

કંઇ પણ ખેલ તમાસા જોઇએ, એમ લાગવાથી આ ચિત્રપટ ( Cinema Screen ) જે "**ચક્રમનું ચિત્રપટ**" કહેવાય છે, તે ફેરવવાની રજા વાંચકવર્ગ આપશે, એવી આશા સાથે, વાંચક સમક્ષ રજૂ કરૂં છું.

સાક્ષર નરસીંહરાવના 'સ્મરણ મુકુર,' અ. સૌ. લીલાવતીનાં 'રેખાચિત્રો' અને S. M. D. નાં 'Pen Pictures,' તમે વાંચ્યા હશે, પરંતુ આ ચિત્રપટમાં આવનારાં ડઝન દર્શનો વીસમી સદીનાં ચાલુ સમયનાંજ હોવાથી, તમને સંતોષ આપશે એવી ખાત્રી સાથે, આટલી ઉપોદ્ઘાત સહીત આ અટપટી ભાષાને આંદામાન મોકલી, સાદી સરળ ભાષામાં બાર દર્શનો ચિત્રપટ ઉપર ચલાવીશ. જો જો કોઈ એસતી ટોપી માથે પહેરી 'લાયબલ' ન કરતા. હોંકે ? ! !

*   *   *   *

**મકન મહેતા.**

જ્યારથી ત્રણ વર્ષની વયે મકન મહેતાની ગામડી નીશાળે ભણવા માટે રૂા. ૧૧ દક્ષણા, સવાશેર ગોળ, પાંચશેર ઘઉં ને ભણતા બધા છોકરાંને પતાસાં અને છુટ્ટી અપાવી, અર્ધો બીતો, અર્ધો નવીજ દુનીયામાં દાખલ થવાથી કંઇક જાણવાની વૃત્તિવાળો, આ સેવકને મ્હારા દાદા બેસાડી ગયા, ત્યારથીજ મકન મહેતાનો મ્હારો પરિચય ચિત્રપટ ઉપર વાંચકનાં દર્શન માટે રજૂ કરૂં છું.

ખાદીની પાસાબંડી, ટુંકું ધોતીયું, તોલાશાહી બારીવાળું માથું, અને વાર તહેવારે તે ઉપર મુકાતી ફીક્કા લાલરંગની ખવાયલા કસબની પાઘડી,

હાથમાં દોઢ હાથની લાંબી લાકડી અને " એકવી એકવી રામ ચારએકતાળાં" બોલતું તેમનું વિકૃત વદન, ન બોલનાર છોકરાને ચુંટીયો કે ટપલો પરસાદી, એ મકન મહેતાની ઝાંખી રૂપરેખા ભરી યાદ, મ્હારી સ્મૃતિમાં છે.

મકન મહેતા તમાકુ અને વિજ્યાના (ભાંગ) ખાસ ઉપાસક, અને તહેવારે, વિદ્યાર્થીઓની ટોળી લઇ તેમના માબાપને ત્યાં દાણા ઉઘરાવવા જાય ત્યારે ઠોઠમાંઠોઠ વિદ્યાર્થીની પણ તેમના માબાપ ને મ્હોંયે અતીશય તારીફ કરવામાં એકકા. છોકરાઓને દુધ પાવા કોઇ દુધની તામડી ભરી આવે ત્યારે એક શેરીઓ લોટો મહેતીજીને માટે તે રીઝર્વ્ડ રાખે, અને કોઇક હિંમતવાન તેનું કારણ પૂછે તો ચાર પાંચ છોકરા હજી આવવાના બાકી છે, એ તેમનો હાજર જવાબ તૈયાર! બપોરે બારથી બે અઢી સુધી બગાસા ખાતાં ખાતાં લંબી તાણવાનો અને તેટલો વખત એક મોટા છોકરાને 'એકટીંગ રેપ્રેઝન્ટેટીવ' નીમી ભણાવવાની અને મારવાની સત્તા આપવાનો તેમનો મહાવરો. મહિનામાં અમાસની, સોમવારની, કોઇને ત્યાં જમવાનું હોય તો તેની. નવો છોકરો નિશાળે બેસે તેની, એમ બારેક રજા ગણતાં તેમની શાળાનું કામ અઢાર દિવસ ચાલે, અને તેમાં પણ દિવસના ત્રણજ કલાક કામ ચાલે. કારણ કે ઉંઘવાનો, વીજ્યા ઘુંટવાનો, કોઇક મળવા આવે તો સારા ગામની પંચાત કરવાનો, અને બને તેની ખુશામત કરવાનો વખત પણ શાળાના સમયમાંથીજ બાદ થતો.

છોકરો ભણવા બેસે એટલે ૧। રૂ. અને દસ શેર દાણા, ભણી ઉઠે એક સોનાનું કડું કે તેવો અલંકાર, બારશે બશેર દાણા, સોમવારે કોઇનેપણ ત્યાં નોતરૂં, લગ્ન મરણમાં મહેતાજી તરીકે પહેલો પાટલો. અને મહેતાજી અને મહેતાજીને પેરામણી કે સજ્જા નિમિત્તે વસ્ત્ર, અને ટાણામાં ઘીપ તેમજ ચાંલ્લો, આ બધું વિચારતાં રૂ. ૩૦ ) મેળવતા મેટ્રીકયુલેટડ શીક્ષક, રૂ. ૭૫) મેળવતાં ગ્રેજ્યુએટ, અને રૂ. ૭૫ ) મેળવતા પ્રાથમિક શાળાના પંતુજી કરતાં, મકન મહેતા હજાર દરજ્જે સુખી હતા-

## કાશી કાછીયણ.

તદન સળેલી હોય તોપણ પાણી છાંટી તાજી કરી, માંજરવાળી ભાજી ગ્રાહકને આપનાર કાશી કાછીયણનું ચિત્ર ચિત્રપટ ઉપર રજૂ કરૂં છું. એ દોઢીયાના રીંગણાં પઇસાના બટાટા લેનારને જાહેરખબર નિમિતે બે મરચાં કે કકડો આદુ કાનોમાત્ર વગર 'મફત' આપવાનો કાશી ડોશીનો ધારોજ.

જ્યારે હું ન્હાનો ચેકુશ હતો, ત્યારે ઘસાયલા કે ખોટી છાપવાળા પૈસા હું બધે પસાર કરી શકતો, પરંતુ મીઠ માસ્તર જેવી ચબરાક નજરવાળી સાઠ વર્ષની આ કાશી દિવાબતીની વખતે પણ તે પકડી પાડતી. અમારા ગામનું વર્તમાનપત્ર અને ગેઝેટ તે હતી. કાશી ડોશીએ ખેમાશાની શાક ભાજીની દુકાન ખોલવી, પાંચ પૈસા પેદા કરી, પોતે જેમાં બેસતી હતી તે દુકાન, એ ઘર જેમાંથી એક ભાડે આપ્યું હતું, અને ઘરેણાં ગાંઠાં ઉપરાંત કાશીમા પાસે પાંચ પૈસાનો જીવ થયો હતો. ગમે તેવા સડેલા કે હલકા બટેટા, ટમેટા, આરીયું કે કોઈ પણ શાક કાશીમાની છાબડીમાં પડતું કે તાજું, અને જે શાક ભાજી તૈયાર મળતી તેજ ગામથી આવેલું બની જતું. ડોશીથી અડધી ઘરાકી પણ આસપાસના કાછીઆમાં નહોતી અને કંઈક બિતીથી, કંઇક માનથી તેઓ કાશી ડોશીને માન આપતા. તેને લગ્ન મરણ વખતે સલાહ પૂછવા યોગ્ય વડીલ ગણતા. વ્યવહારમાં તો ડોશી ભલભલાને હિસાબમાં કાન પકડાવતાં, અને તોલવામાં બે ત્રણ પૈસાભાર તો 'ડીસ્કાઉન્ટ' રાખતાં, તેમ લેતી વખતે 'ટર્મ્સ કેશ' રાખતાં.

❦ ❦ ❦ ❦ ❦

## મણીયા મહારાજ માણભટ.

"બીમસેન બળીયો, ન જાય કળીયો, કેડ કસીને બાંધે એ—એ—એ—એ— ............" આ પ્રમાણે રાત્રે સાંભળેલો રણકાર કોઈક કોઈક વખત કાનમાં હજીએ પડઘો પાડી મણીયા મહારાજ માણભટની સ્મૃતિ તાજી કરે છે. જે શેરીમાં માણ બેસે ત્યાંના ગુણ ગાવાની મણીયા મહારાજની મુકરર કરેલી પોલીસી. વાણીયા શેરીમાં હોય તો વાલના વખાણ, ગોલાશેરીમાં ડાંગર કે ચોખા ખાંડવાના વખાણ, બ્રાહ્મણ શેરીમાં મોદકનાં વખાણ.

અને આ પ્રમાણે ઉગતા સૂર્યની પૂજા કરવાની તેમની પુરાણી પદ્ધતિથી અને દાન આપનાર દાતાની બે લીટી કવિતા કથામાં "રીન્યુ" રૂપે કહેવાથી, નીર માગે ત્યારે ખીર તેમને મળતી. કથામાં મળેલા વસ્ત્ર અલંકાર, દાણા વિગેરે ખપથી જાદે હોય તો મોદી કે તેવી હાટે ખુડદો કરી રોકડ પૈસા મેળવતા, અને દ્રૌપદી સ્વયંવર ઓખા—અનીરૂધ્ધ લગ્નની આરતીને પણ 'બીડ' બોલાવી મેળવેલા પૈસા, એમ એકંદર સો રૂપીઆ ખાવા ખર્ચ ઉપરાંત સ્હેજે કુટી કાઢતા. યજમાન રાજાની મહેરથી 'એંગલોરેકેપ,' 'પુના લેધર' ના જોડા, વ્યાસશાઇ કસુંબીલા કીંમતી પાઘડી, નિત્ય કથા વખતે ખાંડ નાખેલું કઢેલ શેર દુધ, કથામાં બળાતા બે દીવામાં

ક્રેસીન ઇત્યાદી તેમને રોકડ ઉપરાંત મળે તેમાં શી નવાઇ? આ લેખ વાંચી વારે તહેવારે મીષ્ટાન્ન મેળવતા મણીયા મહારાજ માણભટની કોઇ ક્ષમા કરતા નહિ-"અહો વાંચકજી સુણીયે એ......એ......એ......એ..."

    

**ઘેલાશા ઘાંયજો.**

જ્યારે જ્યારે બાર જણની હજામતથી ખુશી થયેલા અને ઉકતા અસ્ત્રાથી દાઢી મુંડાવી "કંટ્રી" હજામને બે આના, અને હેર કટીંગ સલુનમાં ચાર કે છ આના અને ઉપરથી બે બે પૈસા ઇનામ આપવા પડે છે, ત્યારે ફક્ત બે રૂપીયાની વરસુદમાં અમારા કુટુંબની હજામત કરનાર ઘેલાકાકા, ઘણા જુના વખતથી પેઢી દર પેઢીથી હમારા કુટુંબ નાપીક હોવાથી હમને કાકા કહેવાનુંજ વડીલો તરફથી શીખવવામાં-ફરમાવવામાં આવતું, સ્મૃતિપટ ઉપરથી ચિત્રપટ ઉપર આવે છે.

કાંટો કઢાવવો હોય, પેટમાં દુખતું હોય, કે એવું કંઇ પણ સાધારણ દરદ હોય તો ઘેલાકાકા વૈદ્યરાજનું કામ પણ સીવીલ સરજનથી ચઢી જાય તેવું કરતા. અસ્ત્રો, નરેણી, હીંગોયા મરી, છમકારેલું કાળી માટલીના ભાગેલા ટુકડાનું પાણી, એરંડીયાનો જુલાબ અને ગોળનો ચપકો આ તેમનું જુદા જુદા દરદો ઉપરનું 'પ્રીસ્ક્રીપશન.' વાત કરવામાં ઘેલાશાની બરોબરી કોઈ કરી શકે એમ નહોતું. હજામનો ધંધો શી રીતે ઉત્પન્ન થયો, તે વિષે તેમની કહેલી વાર્તા રમુજી અને તેમને લગની હોવાથી અત્રે તેનો ઉલ્લેખ કર્યા વગર ચાલતું નથી.

'અસલના વારામાં અમે નાપીક ઉચ્ચવર્ણના અને તપસ્વી હતા. અમારામાંના એકે તપ કરી ત્રીપુરારીને પ્રસન્ન કર્યા. ભોળાનાથ સદાશીવે, વરદાન માંગતા, કુંભકર્ણે ઇંદ્રાસનને બદલે નીદ્રાસન સરસ્વતીની જીભાગ્રે બેસી કરાવેલી ભૂલથી માગ્યું હતું, તેમ અમારા વડવાએ "**એકથી અનેક નો નાશ**" થાય તેવું શસ્ત્ર માંગ્યું. ભોળા શંભુ સામ્બ સદાશીવે "તથાસ્તુ" કહી વરદાન આપ્યું. મૃગ મર્કટ અને નિસરણી મળતાં રાતે તો શત્રુ મારી મીત્રની રક્ષા કરવા માંડી. ધીરે ધીરે સહેજ વાંક માટે મીત્રને પણ શત્રુ બનાવી મારવાનો વ્યવસાય યમની માફક ધમધોકાર ચલાવવા માંડયો. મહાદેવ ગભરાયા એટલે તેમણે બ્રહ્માવિષ્ણુની સલાહ લઇ તે શસ્ત્રને એક (અસ્ત્રો)થી અનેક (વાળ) કપાય, એમ વરદાન કાયમ રાખી, ફેરફાર

કર્યો. ત્યારથી અસ્ત્રો લઇ મુંડન કામ અમે કરવા માંડયું." આ ઉપરાંત સદેવંત સાવળીંગા, સુડાબહોતેરી, સિંહાસનબત્રીસી, બાવડીચસ્કી વીગેરે વાતો ઘેલાકાકા કહેતા.

હજામત કરવા આવવામાં તો ઘેલાશા નીયમીતતાની મૂર્તી જેવા હતા. રવીવાર, બુધવાર અને જ્યારે બોલાવે ત્યારે વરઘોડામાં મશાલ લઇને નાત હોય ત્યારે દીવેલનાં કોડીયાંના દીવા તૈયાર કરવા વિગેરે માટે આવવામાં તેમના જેવા નીયમીત કોઇ નહિ હોય. છોકરાને વાળની બાબરી ઉતરાવે ત્યારે રૂ. ૧। અને અબ્બાણું (ઘઉં, ગોળ) પહેલી વખત દાઢી મુંડતી વખતે પણ તેજ, વરસે રૂપીયા બેની વરસુંદ, લગનગાળામાં કોરૂં પંચીયું પાંચ રૂપીયા એકાદ બેસ, અને નાત કરી હોય તે વખતે કુટુંબના દરેક જણ દીઠ પાંચ ગણીને લાડુ કે પુરીઓ, શીખંડ બાસુદી જે હોય તે મિષ્ટાન્ન, અને પરચુરણ શાક ભાત દાળ વિગેરેનું ઢાંકણું, એ લવાજમથી તેલાં, દાઢી વાળ મુંડવા, મશાલ દીવેલનાં કોડીયાં, વાતોઓ, કાંટો વિગેરે દરદમાં ઉપચાર કરવા, અને ચંપી, હાલનો હજામ, અમારા ઘેલાકાકાની માફક કરવા ભાગ્યેજ કબુલ કરશે, અને કદાચ કબુલ કરશે, તો તેટલો ફતેહ નહીંજ મળે. જુનું એ સોનું નવું એ પીતળ!!

**ધનજી ધોબી.**

પાંચમું ચિત્ર રજુ થાય છે ચિત્રપટ ઉપર અમારા ખુંધા બંધા ધનજી ધોબીનું.

ધનજી ધોબી બરાકોની મહેરબાનીથી ફરજા ટાફટ અને મારા કરતાં પણ વધુ સ્વચ્છ રહેતો. સવારે સાત વાગે પેઢીઆપર બેશી જતાં ધનજી ધોબીને જો તેનું ખુંધાપણું નડતું ન હોય તો કોઇક બાબુ, ઘોડેસ્વારીને બદલે બળદ સ્વારી શીખતો હોય, એમ લાગ્યા વિના રહે નહિ. કપડાંની દરેક ખેપમાં ૩૨ કપડાનાં ૩૦ અને ૨૮ નાં ૨૫ આવતાં, અને તેનું કારણ, ધનજીને ટાપડીઓ દરજી કે સાબુ વેચનારને ન રગાવવાનું હતું. એક ઘરાકનાં કપડાં થોડા દીવસ વાપરી પુરાંતનો મેળ તે કપડાં આપી, બીજા ઘરાકને પણ તેવીજ રીતે ધુતતો, અને આની પાઘડી પેલાને માથે અને પેલાની ઓઢ્યાને માથે, એમ ગાડું ગબડાવવાનું અર્થશાસ્ત્ર ધનજી ધોબીને તેના ધંધાએ શીખવ્યું હતું. હોળી, જન્માષ્ટમી બેસતું વર્ષ તહેવારમાં રૂપીઓ બોણી ઉપરાંત બે રૂપીઆ કપડાં ધોવાના અગાઉથી લઇ મદ્ય, જુગાર અને એવા મોજશોખ ભોગવવા ધનજીને સદાની ટેવ હતી, ઘાટ ઉપર કપડાં ધોવા

જાય ત્યારે ત્રણ 'કોપ' ચા, એકેક ચલમનો દમ, અને સાંજે એક માપ મહુડી લેવાનો અને ધોબણ તથા છોકરાંને સાંજે ઓખરાં કરવાનો અને સાંજે કપડાં લેવા આવનાર ધરાકને નન્નો વાસવાનો કે ગાલીપ્રદાન થી વધાવી લેવાનો, ધનજી ( જેને મ્હારા ઘરમાંથી મંથરાનો અવતાર કહેતાં ) નો સ્વભાવજન્ય કાર્યક્રમ. આપડે તો ધનજીને ઓળખી ગયેલા એટલે સવારે બપોરે કપડાં લેવા જતા. ધનજી મારવાડી ધોબી હતો એટલે ઉંટ મારવાડે મરે તેમ તે પોતાને દેશ વાંસવાડામાં દમથી મરણ પામ્યો હતો.

   

**વ્યાજ ખાઉ વનેચંદ વાણીયો.**

દર સેંકડે દરમાસે રૂપીયે રૂપીયો વ્યાજ, અને ભોળા ગામડીયાને ગમે તે વર્ષમાં અધિક માસ વ્યાજ ગણતી વખતે હોવાનું સમજાવવું, તે વનેચંદ શેઠનો રોજગાર ચલાવવાનો પ્રકાર. તેમના ચોપડામાં સ્થાવર મીલ-કતવાળાનેજ ખાતે રકમ ઉધારવામાં આવતી, અને વર્ષે દોઢ વર્ષે કાબુલી વ્યાજ પુરૂં ન કરી શકનાર, અને રૂદલ પાછી વાળી ન શકનાર ભોળા ગામડીયા, જે સારે માઠે અવસરે ખાતે પડાવી ન છુટકે કલદાર લઇ ગયા હોય, તેમના ખેતરો કે ઘર વનેચંદ શેઠ લોર્ડ ડેલાઉસીની માફક Annexation Policy અજમાવી પોતાનાં કરવાં ચૂકતા નહિ. ડગલે પગલે પોતાના 'કેસરી ચાંલ્લા' ના સોગન ખાવાનો તો તેમને મહાવરો અને 'લે લીખ લીખ દે' એ તેમનું સૂત્ર. વનેચંદ શેઠ બહુ રીઝે તો 'લે, તાળી' કહી તાળીઓનું ઇનામ આપતા. વનેચંદ વ્યાજખાઉ નામ તો તેમને અતીશય પસંદ હતું અને હસીને તે કહેતા પણ ખરા કે "વ્યાજમાંથી અમે અને પારેવાં ( કબુતર વિગેરે ) ખાઇ શકીએ છીએ, અને એ તો અમારી સાત પેઢીનો ધંધો છે. કલાઇ ( કલાઇજીને વનુ શેઠ કલાઇજી કહેતા ) એ અમારા દાદાના વડદાદાના ખડદાદાના બાપ પાસે પૈસા લઇ પલાસી ( પ્લાસી ) ની લડાઇમાં ગોરી રીજમેંટ માટે 'મટન ચપ' ( મટન ચોપ વિલા-યતથી મંગાવેલું, આવો અહિંભાવના બતાવનાર મહાવીર સ્વામીના અનુયાયી વનેચંદ ગાયો છોડાવવાનાં, દહેરાં બંધાવવાનાં, જીવહિંસા રમવાના વિગેરે કામમાં આગેવાન મહાજન ગણાતા! મૃત્યુશય્યા પર પડેલા પ્રાણી માટે જો સધ્ધર જામીનગીરી ન હોય તો તેને એક કોડી ધર્માદા કે વ્યાજે ન આપવાની તેમની પ્રતિજ્ઞા, અને ગમે તેમ વ્યાજમુદ્દલ વસુલ કરવા 'ચમડી તુટે પણ દમડી ન છુટે,' એ તેમની ભૂતદયા! દહેરામાં પૂજામાં, ધર્માદાની

ટીપ કરવામાં ચક્રવર્તી વ્યાજ અને મુડી ઉપર દાનત રાખી તે સ્વાહા કર-વામાં, વનેચંદ વ્યાજખાઉ કરતાં શાયલોક યાહુદી ચઢી નજ શકે !

   

**ડાહ્યો દરજી.**

"મ્હારો દરજણ ગુલાબનો ગોટો રે. મ્હારો રંગીલો દરજણ" એ ધીમે નાકમાંથી નીકળતા ગુંગણા સાદે ગાનારો, ઝીણી આંખે રાત્રે બાર વાગે સંચે કામ કરતો, ડાહ્યો દરજી ચિત્રપટ ઉપર ચમકારો કરી, વ્હાલા વાંચક ! એક અવનવી યાદ આપી રહ્યો છે. કોઇ પણ ઘરાક પછી ભલે તે ગોરો અમલદાર, દીવાન, વાણીયો કે ગામનો અત્યંજ હોય, કે પોતાની નાતનો સગા ભાણેજ જેવા સમીપ સગપણનો હોય, પરંતુ આંગળ કપડાંથી તે વાર કપડાં સુધી વેંત પ્રમાણે કપડું ચોરવાનો તો તેનો ખાસ્સ. આઠ દિવસે કે બે મહીને કપડાં આપવાં હોય પરંતુ "આપને કહ્યું કે આજ સાંજે કપડાં દઇ દઇશ" એ પ્રમાણે તેનો Indian Punctuality કહેવતનો ઉત્પા-દક, તેનો નિત્યનો વાયદો. ડાહ્યો કોઇ પણ દીવસ સીવેલા કપડાંના પૈસા ન મળે તો બટન દેવાનાં કે અસ્ત્રી કરવાના. આ ગમે તે કૃત્રીમ કારણનો આ-શરો લઇ, કપડાં અગાડીથી આપી "કાકા મટી ભત્રીજા બનવાના" ધંધો કરતો નહી. ડાહ્યાને 'કાંકરી અફીણના' શોખ, અને બે બાયડી પરણી તેને છેડા ફાડા આપી ત્રીજી નવી લાવેલો. વરસમાં ભાગ્યે એક વ-ખત તે રેલ્વે કે ટપાલ ઓફીસના દર્શન કરતો, કેમકે તે ભાગ્યે કોઇ સ-ગાને ત્યાં જતો કે તેને ત્યાં મેમાન આવતાં અને કોઇને કાગળ લખવાની તો બાધાજ.

કરકસરમાં ડાહ્યા દરજીને કોઇ પણ ટપી જાય તેમ બનેજ નહી. માયનસ નવ નંબર ચશ્માનો થવા છતાં, ચશ્મા તો શેઠ સાહુકારો અને કારકુનોએજ પહેરવાં જોઇએ એવી સુરીયાની ફીલસુફીથી તે ઓપ્ટીસીયન કે ઓકયુલીસ્ટને રળાવતો નહી-ડાહ્યા દરજીને આથી કેટલી વખત દોઢપા-યાનો દીવાનો દરજી અમે કહેતા.

   

**તારકસવાળા તાહેરઅલી.**

"તાસે............કસેબ" ની બપોરે ઘડીઆળના કાંટાની માફક નીયમીત બે બજે બુમ મારનાર, જુના રેશમી કાપડની કસબી કોરો, જુની સોનેરી ટોપીઓ, પાઘડીના તોરા ઇત્યાદી ચાર પૈસાથી માંડી ચાર રૂપીયા

સુખીમાં લઇ જઈ, થોડી મુંડીનો વગર ચીંતાનો હમેશાં નફો આપનાર વ્યવસાય, આપણા ચિત્રપટ ઉપર રજુ થતા તાહેર હોરાજી કરતા.

દર ત્રીજે દીવસે તોલો કરાવી કલાઈ કરેલા અરીસા જેવું માથુ, સફેદ અંગરખો, સફેદ પાઘ, પાઘની અંદર લોટીયાશાહી ટોપી, અને છીંટનો પાયજામો પહેરેલા એક ભરેલા શરીરના લાલ દાઢીવાળા વનમાં (૫૧ થી ૫૮ વર્ષ) પેઠેલા ખુમ શરીરના માણસને કલ્પો તો તમને તાહેરઅલીનો ખ્યાલ આવશે.

જુમ્માને દીવસે દરેક ફળીયામાં, પોતાના પીળા રંગના રૂમાલમાં બાંધી લાવેલા, ચણા વહેંચવા તે હોરાજીનો મ્હાવરો. પુરૂષ વર્ગ નોકરી ધંધાર્થે બ્હાર જાય ત્યારેબપોરે આવી સ્ત્રી વર્ગ પાસે ઓછા મુલે કીંમતી કસબ લેવો એ ઉરાજીની ટેવ, અને " **હોરાથી શાણો તે દીવાનો** " એ દિવસમાં વાતવાતમાં ઘરાકો સાથે દોઢ 'ડઝન' થી વિશેષવાર વાપરવાની તેમની પ્રણાલીકા, નૂરબીબી અને સમડીવાળી વાત, કંકોરીમાં કીરા પડયા વાળી ઉપવાર્તા અને ' હોરાજીની હાપલી પુપલી ભેંસ પાદી બકરી કુદી ' વિગેરે છોકરાઓનું તેમનું નિત્ય સ્વાગતનું ગીત. હોરાજી સ્વાર્થ હોય તો બનાવટી સંતોષરસથી સાંભળી સાંખી લેતા, નહિ તો તમામ બીનવહોરા કોમને " કાફરની ઓલાદના " કહી પોતાનો ગુસ્સો વ્યકત કરતા

સવારે હોટલની ચા, બપોરે પાટીઓ અને કવાબ એ તેમનો 'બ્રેકફાસ્ટ' અને ' ડીનર,' અને સાંજે પુલાવ, ગોસ એ તેમનું 'સપર'. કોઈ વખત તહેવાર હોય તો ફાલુદો, બીરીયાની અને કેસરીયો ભાત કે મટનચાંપ ઉડાવતા

આમ છતાં પણ હોરાજીએ આ વેપારથી પોતાના વતન સિદ્ધપુરમાં ભોંયરાવાળુ રૂ. ૧૦૦૦૦૦ ની કીંમતનું ઘર બાંધેલું, અને તેમાં રૂપાના વાસણ, જર્મનની સાંકળવાળા હીંચકા, પલંગ, કબાટ વગેરે ઉમદાફરનીચર રાખેલું. જો કે વેપારના સ્થળે તો તે અતીશય કંગાળ જેવી દશામાં જ રહેતા.

   

**અમથો એકટર.**

જરીક ફઈબાશી ( કન્યારાશીની ) ચાલ, સદા મૂછ બોડેલો ઘઉવર્ણો સીનો, ચાંપીને ચાંદવી બોલાતી વાણી, મમ્મા ચચ્ચાની પાર્લામેંટરી ભાષાનો પ્રયોગ ( કવચીતજ ) અને અસ્થીર નયનો ( જાણે કીકીઓ નચાવવાની ટેવ પડી ગઈ હોય ) વાળો પુરૂષ હોવા છતાં, સ્ત્રી સ્વભાવનાં અનુ-

કરણુથી અબળા તુલ્ય સ્વભાવ, કાગળના ગુલાબના ફુલ માફક દર્શાવતો. આપણો અમથો એકટર એ પણ ચિત્રપટ ઉપર રજુ કરવા જેવું પાત્રજ છે.

અમથાલાલ કે અમથાભાઈ કહીએ તો તેને માઠુંજ લાગે. લગભગ ૨૮ વર્ષની ઉમ્મર હોવા છતાં તે માસ્ટર "અમથા" (કનકકીશોરી) નામથીજ ઓળખાવવા માંગતા. સ્ત્રી પાઠ અમથાનો ૧૯ વર્ષ સુધી "પેટન્ટ." આંખોના ચટકામટકાં હાવભાવ, કમર લચકાવવી ઇત્યાદિ અભિનયને લીધે તે જે નાટક કંપનીમાં જોડાતો, તેનો કંઠપ્રાણુજ થઈ પડતો. સુર તો તેનો કીન્નર જેવો. માસ્તર અમથાના નામથી મુંબાઈ, કલકત્તા, અમદાવાદ વડોદરા અને મદ્રાસ ગાંડુઘેલું. પરંતુ ૧૯ વર્ષની ઉમર પછી ઘાંટીફુટતાં, અને કોઈક અદાવતીઆએ ચામાં સીંદુર આપતાં, માસ્તર અમથાના કંઠના વળતાંપાણી થતાં, નાટકની નાયિકાને બદલે સખી અને પછી નટીનો પાઠ ફેરવ્યા બાદ, તેને સુત્રધારનો પાઠ આપવામાં આવ્યો. પરંતુ તે માટે પણ ડામીજ માલમ પડતાં અંતે તેને રાજકુમારનો પાઠ મળ્યો. તેમાં ફોઈબાશાહી કન્યારાશી ચાલ અને ભેંસાસુરા કંઠને લીધે, તેના ઉપર પ્રેક્ષકોએ ગંડેરી અને કોહેલાં ઈંડાનો વરસાદ વર્ષાવવા માંડયો, અને જેના ગાયન ૧૮ વખત 'વન્સમોર' થતાં, તે જલ્દી સ્ટેજ ઉપરથી પાઠ પુરો કરી પધારે તેમ ધારવા માંડયું. એક વખતે સ્ત્રી પાઠવાળાને "પ્રાણેશ્વરી" કહેવાને બદલે "પ્રાણનાથ" કહેતાં નાટકથાં કચુંબર વાળતાં, અમથાના નશીબ ઉપર પાણી ફરી વળ્યું અને તેને પાણીચું મળ્યું.

હાલમાં "માસ્તર અમથા" રામલીલામાં સીતા, વિદુષકની નવી, વિગેરે પાઠ કરે છે અને આ નવ વર્ષ સ્ત્રી પાઠ અને સવા વરસ પુરૂષ પાઠનો અડંગ અનુભવી એકટર કોઇ પણ નાટક કંપનીમાં માસીક, ખોરાક અને ૪૫ રૂપીઆ હાથ ખર્ચના લઇ જોડાવા ઈંતેજાર છે.

    

## જમનાશંકર જોષી.

પચીસ ફીટ લાંબુ અને નવ ઈંચ પહોળુ ટીપણું જેમનું શસ્ત્ર, ભાવનગરી ઘંટીના પડ જેવી જેની પાઘડી, ખાદીનો અંગરખો, રૂદ્રાક્ષની માળા, ભસ્મનું ત્રિપુંડ અને અવલોકન તથા ગણીતમાં પાવરધી આંખવાળો માણસ તમારી કલ્પના શક્તિમાં આવે છે કે? પૃથ્વીના પરીઘ જેવું પેટ, વાતમાં ને વાતમાં "ભાઈને કું" નો બે મિનિટમાં બાર વખત પ્રયોગ, છીંકણી સુંઘવાની અને તમાકુ ખાઈ પીચકારી મારવાનો જોષીજીની આદતજ.

રમલશાસ્ત્ર, સામુદ્રિક શાસ્ત્ર, અને અનુભવ ઉપરથી અલેલટપુ શાસ્ત્ર, અજમાવવાની તેમની પારંગતાને બીસ્માર્ક કે લોર્ડ જયોર્જ પહોચી શકે નહી. બારે માસ જિજ્ઞાસુઓ જોષીને ધન સ્ત્રી લાભ કે દુશમન વિનાશ માટેજ પ્રશ્નો પૂછતાં. અને જમાના ખાધેલ જોષી દોઢ કલાક લાંબી ગણત્રી કરી ગોળમટોળ જવાબ આપતા 'પૈસા ખસુસ પહેલા સિધ્ધાંતને આધારે દક્ષણા (ફી) પહેલી લઈ, ગજવામાં મુકી જોષી સાધનને પછીજ હાથ અરાડતા. જોશીજી ફીની બાબતમાં મ્હોં જોઈ લપડાક મારતા, મતલબ કે ગરજ, વર્ણ અને વર્ગ મુજબ એક આનાથી માંડી એકાવન રૂપીઆ સુધી લેતા, અને શનીની દશા, લોહ દશા, ચમક દશા, મહાદશા, શુક્રર અને રાહુની દશા કે પનોતી જપ ઇત્યાદિને નામે પૈસા ઓકાવતા પરંતુ એક વાત કાનમાં કહેવા જેવી છે કે 'સીંચે તેતર અને ભોગવે ભોરીંગ' પ્રમાણે **મીસીસ** જોષી, અને વીડો **મીસ** જમનાશંકરને બે ચાર યુવાનીઆઓ સાથે સારી દોસ્તી હોથી પાપીનું એળે જાય એમ થતું.

જમનાશંકર પોતાની હાટ (જો કે) પ્રયોગશાળા કાળીશાહીના બેડોળ અક્ષરના કાર્ડ બોર્ડથી વીભૂષીત હતી તે બરાબર સ્હાડાનવે ઉઘાડતા, અને 'સંગાથ' કે 'હોલીડે' પાડયા વગર અવીશ્રાંત કામ કરી આવનાર ઘરાકોને રકઝક કરી પૈસા પહેલા લઇ સાંજે ૬ જમવા જવાનું હોય તો બપોરે, પાંચ દસ રૂપૈયા લઇ જઇ ભટાણી કેશીયરને આપતાં, જેનો સુંદર વ્યય થતો! જમનાશંકરને ઘર ખરચનો ૯૯ ટકા આધાર યજમાનોની મહેરબાની ઉપર રહેતો એટલે પૈસા બેન્કમાં જવાને બદલે ખરાબ રસ્તે જતા.

જમનાશંકર જોષી બ્હાર ગમે તેમ બોલી શકતા પરંતુ મીસીસ જોષી આગળ **તેરી ગૌવાં**' થઇ જતા, અને ભટાણી કે તેમની વિધવા પુત્રીને કોઈ પણ જોડે "પ્રાઇવેટ મીટીંગ" ચાલતી હોય, તો જોષી મહારાજ ઓટલે બેસીને તમાકુની પીચકારીઓ મારવાનું, અને છીંકણી સુંઘવાનું, અને આંખ આડા કાન કરવાનું અડગ ધૈર્ય દાખવી શકતા. જોષીજીનું મરણ પણ ભટાણીએ અને તેમની છોકરીએ ધકકો મારવાથી, પગથીએથી પડી જવાથી થયું હતું અને મા દીકરી ખુનના કેસમાં દોષીત હોવાનું સાબીત થતાં કાળાપાણી હવા ખાવા સીધાવી ગયાં.

* * * * *

**પેસ્તન પીઠાવાલો ઇરાની.**

સાધારણ રીતે ઇરાનીઓ મુંબાઇમાં "ચા" ને "રેસ્ટોરાં" માટે

જાણીતા છે પણ આપણા પેસુબા નવસારી પાસે તવડી ગામમાં પીઠાનો ઈજારો લઈ મહુડી, તાડી અને દેશી દારૂનો વેપાર કરતા. માલ ચાખીને વેચવાનો તેમનો મ્હાવરો હોવાથી પોપટની માફક તેમનું ચીનું નાક લાલધુમ રહે છે. નવ ગેલન દારૂ કે તાડીને તેઓ જાદુથી ચૌદ ગેલન બનાવી શકતા, મતલબ કે તેને પાણી જોડે પરણાવી ધરાકને "ખોદાના કસમ" થી સોળ આની ચોકખોચટ માલ કહી વેચતા.

પેસ્તનજી દારૂના વેપલામાં માતબર કદાપી થયા હોય, તેમ ભાગ્યે લાગતું મેલો સદરો, ખોચીયા ટોપી, ગંધાતી કસ્તી ( પસીનાથી, ) બદામી કે પીળો લેંઘો, અને પગમાં ત્રીસ ઠીંગડાવાળી સપાટ, એ તેમનો નિત્યનો પોષાક. પપેટીને દિવસે કંઇક સારો પોષાક પહેરતા અને ચાર પાંચ રૂપીયા ખેરાતમાં ખર્ચતા સ્ત્રીનું લફરૂં તો તેમને પસંદ નહોતું અને દુકાનના, બજારના અને ઘરના કામકાજનો જીવણો લાલ્યો નામનો દુબળો તેમનો પ્રાઇમ મીનીસ્ટર હતો. આતશ બહેરામમાં તો પેસુબા વર્ષમાં ભાગ્યે એ ત્રણ વાર જતા, પરંતુ દર રવિવારે જીવણો તેમના નામથી સુખડ ચડાવવા આપી આવતો પેસુબા હોળી, દીવાળી વીગેરે હિંદુ તહેવારમાં, મહોરમ, ઇદ વીગેરે ઇસ્લામી તહેવારમાં પોતાના જુદી જુદી કોમના ધરાકોને આકર્ષ્યા વગર રહેતા નહી. પેસુબા સ્વભાવે તાઉ હતાં, અને તેથી દારૂ જેવી નીશો ચડાવનાર પ્રવાહી વેચવા છતાં તેમની દુકાનમાં ભાગ્યે ટંટો થતો. સીપાઇ દાદાની પેસુંબા ઉપર પૂર્ણ મહેર હોવાથી આઠને બદલે બાર વાગ્યા સુધી રાતે અને સ્હવારે ૧૧ ને બદલે ૮ વાગે એમ સાત કલાક વધારે પીઠુ ખુલ્લું મુકી કાયદા વ્યવસ્થાને માન આપી, વકરો કરી શકતા. પેસુબા ખોરાક વીગેરેમાં નીયમીત હોવાથી ૮૦ પપેતી જોઇ શકયા, અને હજી બીજા બે ત્રણ દરકામાં તેમના દુશ્મનને કંઇ પણ ઇજા થાય તેમ લાગતુ નહી. પેસીબાનું પીઠું પણ તેમની માફક સને ૧૭૪૫ થી જુનું હતું, અને પેસુબા કહેતાં કે નાના ફડનવીસની પાયગાનો સખારામ તેમાંથી ૫૦ વર્ષ સુધી દારૂ પીવા આવતો. ત્યારે હવે આપણે આપણા એ ભલા ભોલા ધર્મી સકરમી પેસ્તનજી અને તેમના પીઠા માટે ત્રણ જયના પોકાર ઉઠાવી, આ વીસમી સદીની વિચિત્રતાને, મને કે કમને વધાવીશું.

**લેભાગુ લાલશંકર લેખક.**

" જ્યારથી વીવા માટે જોડકણાં જોડવા માંડયાં, ત્યારથીજ મ્હારી ફોઇબાએ જાહેર કર્યું કે મ્હારો લાલુ લેખક થવાનોજ. કોઇ પણ બાબત-

માં આપણાં વખાણુ સ્ત્રીઓને મ્હોડે થતાં સાંભળીએ છીએ, ત્યારે કોણ જાણે કેમ તેમાં રસકસ હોય કે ન હોય પરંતુ તેમાં કંઇ અજબ મીઠાશ જણાય છે. ત્યાર પછી આપણે તો લેખકમાં ખપવા માટે ટોપી ન પહેરવાની, વાળ વધારવાની, અને હાથમાં જુનાં વર્તમાન પત્રો સાથે ફરવાની, ધગશ લઇ નેજ બેઠા, કોઇ પણ વાતચીતમાં ગંભીરતાથી ચીપીચીપીને બોલવાની, ફલાણો લખનાર આમ કહે છે અને ઢીકણો તેમ કહે છે, અને મ્હારો અંગત અભિપ્રાય આવો છે, એમ પ્રસંગે અને બિનપ્રસંગે બોલવાની આપણે પ્રણાલીકાજ પાડી દીધી.

ત્યાર પછી તો આપણે અનુપ્રાસવાળાં મથાળાં લઇ "વનિતાવિક્રય," "શેર–સપાટો," "પાપી પેટ પુરવા" ઇત્યાદિ ગઝલો, જેમ તેમ મારી મચડીને લખવા માંડી, એટલે આપણે તો પ્રકાશમાં આવવા માંડયા એમ લાગ્યું. ત્યાર પછી તો સાહિત્યક્ષેત્રમાં ધુસવા માટે એક આબાદ યુક્તિ લડાવવા માંડી. ચર્ચાપત્રો ઝમકદાર ભાષામાં,ગમે તેવી ક્ષુલ્લક બાબતો ઉપર, ધસી કાઢી જુદા જુદા વર્તમાન પત્રોના તંત્રીઓ ઉપર મોકલ્યા અને બાવનમાંથી બે ચર્ચાપત્રો નવા નિકળતા છાપાઓમાં પ્રકટ થયા પછી તો, સાહિત્યક્ષેત્રમાં "આગે બઢો" પ્રમાણે કુચ કરવા માંડી. વીસ પચીસ વર્ષના જુના લેખો અને કવિતાઓ તફડાવી, ભાષા અને મથાળાં ફેરવી નવો લેબાશ આપી, લેખોની હારમાળા પ્રગટ કરવા મોકલવા માંડી. એમ રીઢા થયા પછી ગમે તેવા સાહિત્યસેવકને અને ખાસ કરીને ઉછરતા લેખકને કલમના આડા અવળા ગોદાથી દાબી દેવા પ્રયાસ કરી, આપણી જાતને આગળ ધપાવવા પ્રયાસ કરતા રહ્યા. ગમે તે લેખને તોડી પાડવા આપણાં વચનો સ્મૃતિકારનાં સૂત્રો માફક ટાંકી દેખાડવા તત્પર રહ્યા, અને ગમે તેવી રદ્દી ચોપડીઓના લેખકને લખાણથી છાપરે ચઢાવવા, અને સાક્ષરને ઉતારી પાડવાનો કટાકટી ધંધો ચલાવવાનો વ્યવસાય કરવા લાગ્યા. ગમે તે ભાષણમાં વકતાના બોલોને, મરજી પડે તે પ્રમાણે મગજના કાંટાને અનુસરી અર્થ અનર્થ કરી બેસાડી, લેખ લખવા માંડયા. છાપાવાળા અને માસીકવાળા પણ મ્હારી વિરૂધ્ધ ટીકાથી ડરતા હોય, મ્હારો લેખ લેખકના "અંગત અભીપ્રાય સાથે અમે મળતા નથી," એવું મથાળું કરી છાપી નાંખતા. પછી તો દવાવાળા, સાબુવાળા, સેંટવાળા, મીઠાઇવાળા, અને નાટક ચેટકવાળા, પોતાની ચીજોનો "રીવ્યુ" લેવાનો લેખ લખાય તે માટે, વણમાગી ભેટો મોકલવા માંડયા. અને આપણે વગર ખોટનો ધંધો હોવાથી

ભવ્ય ચહેરે ગંભીર મુખાકૃતીથી ના પાડી, પરાણે તે ચીજ રાખતા હોઇએ તેમ તેના માલીક પાસેજ ઘરમાં મુકાવી ભાટ પ્રમાણે સારી નરસી ચીજના દૈનિક છાપાઓમાં બણગાં ઘસડી મોકલતા.

અત્યારે આ સેવક ગમે ત્યાં જાય છે ત્યાં ચાર માણસ આપસઆપસમાં વાત કરતા હોય તો બંધ પડી જઇ લેખક લાલશંકર આવ્યા કહી શાંત થઇ જાય છે. છોકરા પણ લેખક ' લાલશંકરને રમતાં ઉભા રહી માન આપે છે, ' પરંતુ પાછળ ન્હાના મોટા એમ બોલતા સંભળાય છે કે–" લેભાગુ ચક્કર છાપામાં આટો બાકી નિંદા કરશે. " જો કે લેખક લાલશંકરને આ સરટીફીકેટની દરકારજ નથી. **प्रजानां नादं प्रज्ञावादं इती** "Vox populi vox dei" અર્થાત્ "Voice of the people is voice of God" પ્રમાણે એ પણ ખરૂં હોય !!

**પુરવણી.**

વહાલા વાંચક! આ **ચિત્રપટ** ઉપર **બારચિત્રો** તેં જોયા. લેખક અને વાંચકના સમયના અભાવે તે ઝાંખા છે. કેટલીક રીતે અપૂર્ણ પણ છે, પરંતુ તે માટે દરગુજર કરી **સારસાર** ગ્રહણ કરી નિઃસાર **કલકતા** મ્યુનિસીપાલીટીના કચરાપટ્ટી ડીપાર્ટમેન્ટને અર્પણ કરજે. લેખમાં કેટલેક સ્થળે વર્તમાન ને ભૂતકાળ વપરાયેલા છે, તેને ઐતીહાસિક કાળ સમજી વર્તમાન ગણી લેજે.



# પંતુજી પ્રદર્શન.

——:૦:——

કો'કે ખરૂં કહ્યું છે કે જ્યારે શિક્ષાગુરૂઓ એકઠા મળે, અને જ્ઞાન સાથે ચીકાસ ભરી ચર્ચા ચલાવે, ત્યારે દીલસોજીદાયક દેખાવ નજરે પડે. આ લઘુ લેખમાં પણ એવા પાંચ પ્રકારના પંતુજીઓનાં ચિત્રો રજૂ કરતાં, તેવો ભાવ આવતાં, કે કોઇ બંધબેસ્તી ખુરશીમાં, પોતાની જાતને ફસડાવી દેવા પંતુજી તૈયાર થાય, તો આ લેખક ક્ષમા માંગી લે છે.

**૧. ખોખલા પંડયા.**

સવા હાથનું મેલુંમેલું પંચીયું પહેરેલો, લાલ કીનારની પટીવાળો ઉપરણો ઓઢેલો, માથે જુની કથાઈ પાઘડી પહેરેલો, હાથમાં સોટી ને નાકમાં છીંકણી સાથેનો, સુદામા અવતાર શરીરધારી, વનમાં (૫૧-માં) વિહરતી એક વ્યકિત કલ્પો.

ગામડાની પંડયાજીની નિશાળ જાણે ગામની દયા ઉપરજ જીવતી હોય, તેવો તેમની શાળનો સુદામા પર્ણકુટી જેવો દેખાવ હતો, અને ચોથીયા, બારમા, તેરમા, સમચરી, શ્રાદ્ધ, અમાસ, બારસ ઉપર વસ્તી તેમને જમાડતી.

ભિષ્મ પિતામહતુલ્ય ફરજીયાત આજીવન બ્રહ્મચારી રહ્યાનું કહે વડાવના, ખોખલા પંડયાનો વાન અને તેમની કમાણીની પેઢી જીર્ણ-ક્ષીણ હતાં. ખોખલા પંડયાને મીંડાથી માંડી મહાપદ્મ, અને '**એકડેએક**' થી માંડી '**ઉઠાં**' સુધી આંક, પાઇથી માંડી ખાંડીનાં લેખાં, કક્કાથી માંડી જ્ઞઃ સુધીનો કક્કો ને બારાખડી, શીયાળાની કડકડતી ટાઢમાં દાંત કચકચાવીને અને ઉનાળાની બપોરે ઝોકાં ખાતાં પણ ગગડાવોને બોલી જવા જેટલાં કંઠસ્થ હતાં. આ ઉપરાંત "એક હતો ચકલો" છોકરો ને ગાગરની, બોરનો ઘડો," "ગોર જજમાન." "દેડગરોળી ને નોળીઓ" વિગેરે વાર્તાઓ, ગામના પાધરથી માંડી નદી સુધ્ધીની જગ્યાઓનું ભૂગોળ ઇતિહાસનું જ્ઞાન, અને વાર તહેવાર તિથીનું પંચાંગ યાદ આપતું જ્ઞાન, અને તેમાંએ બ્રાહ્મણ જમાડવાની કે સીધું આપવાની, અમાવાસ્યા, સોમવાર કે અધિક-શ્રાવણ માસ યાદ આપવાની કુનેહ, ખોખલા પંડયામાં પેઢીથી ઉતરી આવી હતી.

પણ બાપડા ખોખલા પંડયાને આ પંતુજીના ધંધામાં સહનશકિત હદપાર કેળવી, ગમ ખાવાની કળા કેળવવી પડી હતી. પાંચ પાંચ વરસે

પણ રૂ. ૧I ની ઉઘરાણી કરવા જતાં જજમાન 'મમ્મો ચચ્ચો' વાપરે તો પણ "**અમે તમારા બાબાપ પંડયા**" કોઇ પુત્રઘેલો પિતા કે સુનૂઘેલી જનેતા કંઇ પણ કડવો વેણ પોતાના પુત્રવાત્સલ્યને લીધે કહે તો આંખ આડા કાન કરવાની મર્માળી કળા, અને જેની વહેલમાં બેઠા તેનાંજ ગીત ગાવાની કાબેલીયત, ખોખલા પંડયાને પોતાની પદવી ઉપર ૨૫ વરસ ટકાવી શકી હતી. પરંતુ ખાનગી જીવન તે બીચારા પંતુજીનું સુખાંથી ઉલટું હતું.

સવારના સાતથી બપોરના બાર, ને મધ્યાન્હ ૧ થી પાંચ કે ૬ એમ અડધો દિવસ નોકરી ભરવા છતાં, ૫૦ થી ૬૦ વિદ્યાર્થીઓ જુદી જુદી ૧૨ શાખાઓમાં શીખવવા છતાં, "દરિદ્ર નારાયણ" તેમના પર પુરેપુરા પ્રસન્ન હતા કાર્તિક સ્વામીની કૃપાદષ્ટિ હોવાથી આજીવન "કુમાર" હતા. સુદામા ગૃહદેવતા થતાં ભાગ્યું તુટયું ભાડાનું શાળા મકાનજ તેમનું 'રેસીડેન્સી' બંગલાનું કાર્ય નભાવતું ! ! ?

પોતાના જીવનના અણમોલા ૨૫ વરસ બાદ, કેળવણીકાર **ખોખલા** પંડયા જ્યારે કૈવલ્યધામ પામ્યા, ત્યારે તેમનું જ્ઞાન હતું તેજ કાયમ હતું, અને પૈસો તેમની ઉત્તરક્રિયાના લાડવા ઉડાવવા ગામ લોકે એક બદામથી એક એક રૂપીઓ ભરી રૂ. ૧૫૧-૮ આ-૩ પા.ઇ ાા દોકડો ને ૨ બદામ એકઠાં કરી ઉજવ્યું, એનાથી સાબીત થાય છે. બીજે ભવે પરમાત્મા પંડયાજીને પુનઃ પંતુજી ન બનાવે.

    

## ૨. મોહન માસ્તર.

"માહેગ. **મરાલ એટલે હંસ**" એમ એક કવિતામાંના શબ્દનો અર્થ થતાં, એક જાણકાર વિદ્યાર્થી સૂચવે તે છતાં "સરોવર તટે ઓથમાં શિયાળ જ સંતાય, માટે **મરાલ એટલે શિયાળ લખો**," એમ જીદ પકડી ગુજરાતીમાં 'ખાં' કહેવડાવતા મોહન માસ્તર ફાઇનલ માં ફાઇવ વાર "વાઇફ," લફરાંને લીધે ફેલ થયા હતા. એમને જ કંડોદની કન્યા શાળા નિભાવી શકે.

**મોહન**લાલ માસ્તર નિશાળના મહેનીજી વર્ગમાં, આવતા જતા ડેપ્યુટી-ઓમાં, ને શાળાનાં વ્યવસ્થાપકોમાં બહુજ જાણીતા હતા. કોઇપણ દિવસે સાંજે તે અમુક ઘરો ગણ્યા ને "ગામ ગેઝેટ" નો જીવતો હાલતો અંક બન્યા વિના ઘેર આવ્યા જણાયા નથી. તેમજ વાર તહેવારે તેમને પહેલા-

ના બાણુ, બીજીના બચુ ને ત્રીજી ૧૦ વરસની "નવી" નું પ્રદર્શન બતાવવાને ચાનો પ્યાલો, ને વરીયાળીથી ઉપકાર કરી કામ સાધવા બાળવર્ગની વિદ્યાર્થીનીના બાપથી માંડી, શાળાનો ઝાડુ વાળનાર સુદ્ધાંત સ્ટાફને "ઉપરીકો" ને (!!) તેમના ગૃહને પાવન કરવા લાવ્યા વગર રહેતાજ નહિ.

મોહન માસ્તર બોલવે ડાકોર પાંજરાપોળના ટ્રેનમાં ભાષણ કરી એક આનો મેળવનાર ભાષણ કરનાર મહાશય જેવા ચીપી બોલનાર હતા. અંગ્રેજીનું તેમનું જ્ઞાન શૂન્ય હોવા છતાં "પ્રીમર" ( Primer ) "રેડર" વિગેરેમાં એકકો હોવાનો દાવો કરતાં, ગુજરાતીમાં નીતિની જોડણી તેઓ વખત પ્રમાણે નિતી, કે નીતી કરવાં છતાં ન્હાનાલાલને દલપતરામથી ઉતરતો ગણાવતાં. "અમદાવાદ શહેર સાબરમતી નદી ઉપર આવેલું–" આવા સવાલનો જવાબ વિદ્યાર્થીવર્ગ પાસેથી "છે" માં લેવા છતાં, ભૂગોળ અને ખગોળ મ્હારા પ્રિય વિષયો, મ્હારાં બાણુ બચુ જેવા, કહેવડાવવામાં હુંપદ લેતા. કોઇ પણ ગ્રહ આકાશમાંથી માણસના ઉપર પ્રકાશ ફેંકે એટલી પૃથ્વિને વર્તુળગતી લેવી પડે છે, અને પૃથ્વિ પામીર પર્વતની આસપાસ શુમધ્ય નદિની લેનેલેન ફરે છે, એમ છાતી ઠોકી કહેતા!

વ્યાકરણ એ જીવન સબરસરૂપ ભાષાને દિપાવી અલંકૃત કરે ને વ્યુત્પત્તિ ન જાણે તે "વીક કવિ" એમ તેમનો ચોથા ધોરણની કન્યકાઓ આગળ પડકાર, રોજ પા કલાક તેમનો વ્યય કરાવતો. "ખબરદાર" મુસલમાન શાયર છે ને "સતનું ચિત ચિંતન કરવું" લખનાર વહોરા જૈન ને આંબલીઆરાના ન્હીશ ને મ્હારી જોડે ભણતા હતા. મ્હે તેમને જ "પિંગળ" માંથી કલપિના કોકશાસ્ત્રના કાયદા ગોખાવી, વારંવાર સુધારી લખતાં શિખવ્યું. વડોદરાના વતની હોવાથી વારંવાર "મનુભાઇ દિવાન" કુટુંબ જોડે પોતાનો અંગત ઓળખાણ હોવાનો દાવો કરી, તેમની કન્યકાઓના અક્ષરો સુધરાવવા પોતે કેટલાક કલાક ગુમાવતા તેની ટાઢા પહોરની સગૌરવ તોપ ઠોકતા.

હવે મોહન માસ્તર અંગત અનુભવે પોતાને મહાત્માના ગુરૂપદે શ્રેણી ચર્ચાઓમાં મુકવા છતાં, ફકત કરકસર ભરી કંજુસાઇ માટે ખાદી વાપરવા પુરતા, તેમના અનુયાયી કહેવડાવતા. બ્રાહ્મણ હોવા છતાં કન્યાઓના ચાલૂ વર્ગમાં, પણ તેમને દાઢીઆની તેરવાળી લાલદોરી "બીડી" લાદઅુમ જેવું શરીર હોવા છતાં, ખાંસીહારિણી માત્રારૂપ કલાકે પાંચવાર પીવામાં અણુમાત્ર ન્હાનમ નહોતી. માસિક ત્રણ રૂપીઆના ત્રણ ટયૂશન મેળવવા તે

દિલ્હીની ગાદી મેળવવા જેટલી, જોડે કામ કરનારના ભોગે પણ કામ કાઢવા આકાશ પાતાળ એક કરનારી જહેમત કરી, "ખુશામત," 'મસ્કો' 'ડારો, દર્શાવી કરતાજ, અને પ્રમાણીક નિસ્વાર્થી હોવાનો "ટ્રેડમાર્ક," વારંવાર બતાવતા !

નવગજના નમસ્કાર આ પુરૂષદેહધારી સ્ત્રી કેળવણીના જનેતા પંતુજીને.

૩. પોપટલાલ પક્કા

"ધીરે ધીરે પગથી પરથી, ઉતરો છોકરાઓ," એમ કાવ્યમાં આંગ્લ સાતમાં ધોરણના ૧૨–૧૫ ની રજામાં, ઉદ્બોધતા અને તે જ વખતે ચોથા ધોરણ (ફોર્થ) વાળાઓને ગુજરાતી વિષયમાં કહેતા.–

"કવિ કહો, કવિરાજ કહો,
કે કહો કવિનો ઈશ;
જે કહો તે તમે કહો,
હું શું કહી શકીશ."

એ કાવ્યવિનોદથી કાળક્ષેપ કરનાર, કુંડલાના વતની, મી પક્કા રાજનગરની યુનીયન ઇન્સ્ટીટયુટના અધ્યાપકની પદવી શોભાવતા હતા. તેમને માલીકે રૂ. ૫૦ માસિક પગારે રોકેલા, પણ ગ્રાન્ટ વધારે મળે ખરચ આંકડા વધારવા રૂ. ૮૦ માં તે સહી પી–પી–પી ની દર માસે તા. ૨૦ મી એ પગાર લેતા કરી દેતા. આડા ફાટે તો કાઠીયાવાડે દેશવટો દીધો, અને રાજનગર રઝળાવે તો "હેલ્થ" અને "વેલ્થ" રૂપી બે બોંખ ફાટવાની ધાસ્તીવાળા બોંબે જવું પડે કે રંગુન, એડન કે નાતાલમાં પંતુજીની ચાકરી ન મળે તો પેઢીમાં વાણોતર થવું પડે. મી. પક્કા ફર્સ્ટનું ગુજરાતી, હીસ્ટરી, સાયન્સ, થર્ડનું પાઠમાળા, જ્યોગ્રોફી ને ડ્રોઇંગ લેતા, યાને 'સર્વ રંગી રંગ વિહોણા' ભાડુતી માસ્તર હતા. ફોર્થમાં ગુજરાતી, બી–એમાં શીખતા તે જ વિષયને રા. બા. કેશવ હર્ષદ ધ્રુવ કરતાં સરસ શીખવતા હોવાનો દાવો કરતા. દરેક વિષય "ગાઇડો" મારફતે તૈયાર થઇ આવવાની તેઓની આદત હતી. બપોરની રજામાં "લાયબ્રેરીઅન" અને સાંજે સ્કુલ છુટયા પછી બે કલાક "ક્રીકેટ" ને "સ્કાઉટ" ટીચર તરીકે તેમને "ડયુટી" ભરવી પડતી. રવિવારે પણ ચાર કલાક સંસ્થાનો માલીક તેમને કોરસ્પોન્ડન્સ ફાઇલ્સ ગોઠવવા, ટાઇપ કરવા, હિસાબ કિતાબ નકકી કરવા, ફરજીયાત બોલાવતા, અને મી. પોપટલાલ "જી હા" કહી પાછળ ગબડતા ફફડતા પણ હાજર થવાનું ચૂકતા નહિ જ.

પોપટલાલને ગુજરાતના પૈસા સાવરકુંડલા ઘસડી જવાની ધગશ હતી. નિચી ખોયડી ઝુડવા પ્રમાણે ગરીબ વિદ્યાર્થીઓને નપાસ થવાની અને પ્રમોશન અટકાવાની દમદાટી દઇ, અજ્ઞાન માબાપોને 'ટયૂશન' રાખવા ફરજ પાડતા. રૂ. ૫ નાં પાંચ ટયૂશનો એક જગ્યાએ એકઠાં કરી સવારમાં પગાર જેટલું ૧૫ કલાક કામ કરી પેદા કરી લેતા, તે છતાં માલીક પૂછે તો છાશ રોટલો પણ પુરૂં ન મળવાનું જણાવતા. ક્વોલીફીકેશનમાં મી, પોપટલાલ પુનમચંદ પકકા સને ૧૯૧૯ માં ત્રણ ટ્રાયલ્સ પછી સ્કુલલીવીંગમાં ૨૩૫ માર્ક મેળવી સફળ થયા હતા. કોલેજનું નોલેજ તો તેમણે મેળવ્યું જ નહોતું. નવ વરસની નોકરીમાં ૭ તો જુદી જુદી નીશાળો કરી હતી. જે નવી શાળામાં જોડાય તેમાં જુની શાળામાં મળતો પગાર પૂછે ત્યાં ચાર પાંચ રૂપીયા વધારે કહે જ; એમ પ્રમોશન મેળવતા રૂ. ૩૫ થી રૂ. ૫૦ ની ગ્રેડમાં આવ્યા હતા. ખટપટ તેમને પ્રત્યક્ષ પ્રિય નહોતી, પણ પરોક્ષ તેના ચુસ્ત ભકત હતા. કોને કેમ ઉઠાં ભણાવવાં કે ગમવા ખાતર દોઢા નમવું તે ગળથુથીમાંજ શીખ્યા હતા. "સૌરાષ્ટ્ર" ને "શારદા" ના ગ્રાહક હતા પણ વાંચક નહિ. વિવેચક તો એવા જબરા કે મંગળજી ઓઝાના—

"દિવ્યાંગના સમ દીપતી
દમયંતિથી નળભૂપને,"

"શુભ તનય તનયા સાંપડયા
શોભાવનાં ગુણ રૂપને,"

એ કાવ્ય દમયંતિથી નળને સંતાન કેમ ઉદ્‌ભવે કહી, જનશાસ્ત્ર ક્ષતિ જણાવી ખંડિત કાવ્ય કહેતા. ફર્સ્ટમાં There is God in dog.' કહી ફીલ્સુફીને ભાષામેળ સમજાવતા સેકન્ડમાં "A guard minds the train, and a teacher trains the mind. Work is worship. No sweat, no sweet. The sky covers the whole world and the gown covers the world-hole. આવા સુંદર સૂત્રો કોપી-નોટમાં લખાવી પોતાનું જ્ઞાન પ્રદર્શન કરવા ચૂકતા નહિ.

તેમનો ચહેરો હમેશાં "શકટનો ભાર જયમ શ્વાન તાણે," જેવો જ્ઞાન જરૂરી દર્શાવતો, ઘુવડ જેવો ભવ્ય, ડીસાગાળા બદરીફળ કે બોર જેવો ડાગડમાકી, કડવા તુરીયા જેવો કટુ વચની, સમુદ્રફીણ કે દસ દિવસે

ધોવાતી ખાદી જેવો સ્વચ્છ, અને એરંડીયાના ડોઝ જેવો વ કતુંડ હતો. સ્વભાવે તેઓ સ્વાર્થ સાધુ, સખત, મીઠાફાંસીયા, ગધ્ધા વૈતરા, અને જ્ઞાન સંપન્ન સાધન વિશારદ જાહેરાત આપનારા હતા. પોપટલાલ માસ્તર શાળામાં ગર્દભવાહન શીતળાદેવી જેવા ધાસ્તીપ્રિય હતા. મહાશય મારફતજ શિક્ષક કે શિષ્યમાં શાળા વિરૂધ્ધ થતા કંઇ પણ ઉહાપોહ કે ગુપચુપ વાત પણ રૂટર એજન્સી માફક શાળાના વડાને પહોંચી જતી. આ સર્વ ક્ષંતવ્ય કહેવાય કેમકે અત્યારે શાળાની નોકરી જુનાગઢ જેવા દેશીરાજ્ય માફક ખટપટ લટપટને ઝટપટ રૂપ થઇ ગઇ છે, એટલે વખત પ્રમાણે ઉગતા સૂર્યને પૂજવા પોપટલાલને પાપી પેટ માટે આ સર્વ કરવું પડતું હતું. " કાં બાપુ ? " તેમને માટે તેમના ભૂતકાળના શિષ્યોએ કાવ્ય રચ્યું હતું કેઃ-

" દુનીઆ સર્વે નીરખી,
કદી ન થયો ખ્યાલ, "
પણ પ્રેખી પ્રપંચ પુતળું,
પકકા પોપટલાલ. "

    

**૪ મી. બળવંત બગડે બી. એ, બી. ટી.** ( ડબલ ફેઇલ્ડ. )

મુંબાપુર્યાં મધી " **હાયવોય હાઇસ્કુલ,** " ના છઠ્ઠા ધોરણમાં ઇતિહાસ નો ' અવર ' મળતાં મોગલ પીરીઅડ શરૂ કરતાંજ " When did Babar *Came* to the throne ?" પ્રશ્નથી જ પોતાનું ભાષાજ્ઞાન વ્યકત કરનાર, અને " સ્કોટીશ યુનીઅન " સને ૧૭૦૭ ને બદલે ૧૬૦૬ માં કહેતા " મોનીટરે " ( વડા વિદ્યાર્થી ) ખરી સાલ રજૂ કરતાં ઇતિહાસમાં ૧૦૧ વરસ એટલે કંઇજ વિસાત નહિ ", એમ કહેનારા ચિતપાવન બ્રાહ્મણ જ્ઞાતિના કોકણના રત્નાગીરી જીલ્લાના, મી. બળવંત બગડે થર્ડકલાસ ( પાસ કલાસ ) ગ્રેજ્યુએટે સેક્રેટરીયાટ, રેલ્વે, ટ્રામ કંપની, નાટક મંડળી, પોસ્ટ ખાતા, પોલીસ લાઇન વિગેરે વિવિધ અનેક જગ્યાએ " એપ્લાય " કરવા છતાં, ચાર વર્ષ પત્તો ન ખાતાં આ પંતોજીનો ધંધો પકડયો હતો.

" રાવસાહેબ " ને દહાડામાં ડઝનવાર " ચાય " પીવાની, અને પંદર વાર સુકાની જમાવેલી " પટ્ટી " ની આદત હતી. દરેકે દરેક વાકયો તેમને " ડુ યૂ અંડરસ્ટેડ " અને એકેણુત્રિસ વાકયે અકરાવાર " એન્ડ ધેન "

બોલવાનો મહાવરો હતો. અધકચરા પણ ગોખણપટ્ટીઆ "ઇતિહાસ" ને "સંસ્કૃત" તેમના 'પેટંટ સબજેક્ટસ' હતા. બ્રોડેશીયાથી માંડી બાલ્ડવીન, અને સેમીરામીસની સ્વારીથી માંડી સાયમન કમીશન સુધીનો ઇતિહાસ તેઓ જાણતા. અને વર્ગ આગળ હાંકયે રાખી ગબડાવે જતા. સંસ્કૃતમાં પાણિનીના પ્રપૌત્રના "પ્ર" રેઇઝડ ટુ "ઝીરો" થી પેઢીધર હોવાનો "પ્રૂફલેસ" બટ "બર્થ" રાઈટ બ્રાહ્મણ" ટેસ્ટીમોનીઅલ દાવો કરતા. દર ટર્મે રૂ. ૫) પ્રમોશન હિમાયતી ને લોભવાળા હતા. "ગો મેની અને પાસ યા ફેઇલ મેની" પણ "દર માસે તા. ૧લીએ કેશ રેડીમની," એ તેમનું જ.વેદ વાકય હતું.

સંસ્કૃત સાહિત્યમાં પણ શેકસ્પીયર કાલીદાસ પાસેથી સાહિત્ય ચોરી ગયો, બાણે યુટોપીઆ થોમસ મુરને શીખવ્યું, કલાપિને કાન્ત કુમરિલ ભટ્ટ તફડંચી કરી કવિ થયા, શેખ સાદીએ પોતાનાં લખેલાં કાવ્યો ભવભૂતિ પાસે સુધરાવ્યાં, ચાણકયે કાર્ડીનલ રીચલ્યુને રાજ્યનીતિ પઢાવી , રામદાસ બુવાએ નાનકને પંથ સ્થાપવા સમજાવ્યું, અને કવિ કુલશીરોમણી શ્રીધર વામન બગડેએ ' ભટ ભાસ્કર, સંજ્ઞા મ્હારી સાતમી પેઢીએ ધારણ કરી, કંપની બહાદુરની, ખંડેરાવ ગાયકવાડના દરબારમાં પંડીત પદવી લઈ, તેમની દરેક ખાનગી બાબત અમદાવાદ રૂકકાદ્વારા લખી મોકલી, વફાદારી ભરી સેવા બજાવીને "બંકા બહાદુરનો માનદ ખીતાબ અંક પાંચસો રૂપીઆ રોકડા લઇ, બીરદ જાળવ્યાની "સેંટપર સેંટ ડીસ્કાઉન્ટ" (સોએ સોટકા) સેન્સેસનલ ગપાષ્ટકં છાંટશતકં" ના તે વકતા વાચક હતા.

બગડે બૂઆ બે વાર "બી. ટી" માં બેઠા પણ "બાદ્દકોલ્લાપાણી લાગલા, આઈઆ મરૂન ગેલે, વઇની વેડી ઝાલી, આણકોલ્ર પોરગા ગામરૂન ગેલે" એવા કપોળકલ્પિત કેનવાસની કુમાસ જેવાં કારણોથી ફેઇલ થયા હતા. પણ "ફેઇલ્યર મીન્સ એકસ્પીરીઅન્સ" એતો એક લાયક ઉપાધી સમજતા. સંસ્કૃતમાં "રામ; રામૌ, રામા;" "જય અંબે (!!)" એ આઠમાનું સંબોધન રૂપ અને "નર્તયામિ, નર્તયાવ; નર્તયામ;" એમ ચોથા ગણ ને સંધી વિગ્રહની ખટપટ માંથી દૂર કરી દસમાગણે ધકેલી દેતા, અને ભૂલ પકડાયતો નિયમોને અપવાદ હોય અથવા "ઓહ ગોડ, માય મેમરી ફેઇલ્ડ, બેગ પારડન"

કરી ફેરવી તોળતા! " ન જાને જાનકી નાથ પ્રાતઃકાળેશ્વ ભવિષ્યતિ, ' નો ખરો અર્થ " કાલે મ્હારૂં શું થશે એ હું જાણતો નથી," એને પલ્ટાવી રામાયણ પ્રમાણે જ " રામાલ્યા પુનઃ માહિત નાહિ, ત્યાચા સકાળી રાજમુકુટ નહિ મીળેલ, એન્ડ આણકીલ બાઇકો સાથ જંગલ મંગલ ઘેતલે " કરતા. તેમના ૪૫ મીનીટના અવરમાં પહેલી પાંચ મીનીટ " એ...હાં, " " કસા કાય રાવસાહેબ, " " બી એ. બગડે " ચી " બી. ટી. " અને કાગળના એરોપ્લેનો ટેબલ પાસે પડેલાં હોય તે દૂર કરવામાં, " બી કવાયેટ, સાઇલન્સ " " આઇલ ઓર્ડર એ કેઇન " માં વેઇસ્ટ થતી. બીજી પાંચ હાજરીમાં, પછી પાંચ ફાધર બગડે " ની સર્મન અને પોતાની અગીયાર વરસની હાઇસ્કુલની અને દસ વરસની કોલેજ કારકીર્દીના ગુણ ગાવામાં જતી. ૨૦ મીનીટમાં દસ મિનિટ લેસન લેવામાં અને દસ લેશન દેવામાં અને છેલ્લી દસ મિનિટ પટાવાળા પાસ પાણી મંગાવી પીતાં, અને " ગોળ મટોળ શર્મા " શરીર હોવાથી હાથેથી લીંટ, પરસેવા દૂર કરવામાં અને " હેડ માસ્તર "ને પણ જોડેના " મેટ્રીક " કલાસના કામમાં "ડીસ્ટર્બ" કરે એવી " હોઇયાં " ની અવાજી " જય બજરંગ બલી " ના નામ સાથે "**ધમ, ધમ, ધમ, ધમ,** " "**પટ, પટ, પટ, પટ,** " નું પત્થરા ને બાંકડા પર " સ્ટેંપીંગ મ્યૂઝીક અને " શુ-શુ શ-શ " ની વ્હીસલની શરણાઇઓ વાગી—

" દસરા આલા, ઠરાવ ઝાલા;
બગડેલા લીલા કોપરા ઘા,
બળવંત એજ ગણપતિ હનુમંત;
ત્યાચી જય જય જય સૌ બોલા. "

નું ગાયન પ્રીમેટ્રીક કલાસમાંથી સંતવાડીએ એકવીસ વાર એટલે રોજના ત્રણવારની ત્રીરાશીએ સંભળાતું જય હો અસા વીસમી સદચા " નાના ફડનવીસ " ની ઇ ઇ ઈ. ! ! !

* * * * *

### ૫-૬-૭-પ્રોફેસર ત્રગડી

### અ ફાધર કુલીંગટન

સ્કોટલેંડના વતની, આઇરીશ પ્રેસ્બીટેરીયન ચર્ચના પ્રીસ્ટ, ને જર્મન " એસ-જે, " ડીગ્રી મેળવેલા, આ પાદરી એંગ્લોરની ક્રીસ્ચાનીઆ કાલે-

જના પ્રીન્સીપાલ હતા. દસવરસથી આ જગ્યા તેમણે દીપાવી હતી. કૉલેજના છોકરાઓને " માય બોય, મનસ્મૃતિ તમારા ગુરૂને માન આપવા કહે છે," માટે મને સલામ ભરવી, એમ વારંવાર કહેતા આ જગતમાં કોઇ પણ " જેંટલમેન ', નથી, એમ કહી એના સમર્થનમાં,

'When Adam dug and Eve span,
Who was then a gentleman?'

કહેતા. ભણતા વિદ્યાર્થીઓને બ્રિટીશ રાજ્યે તાર, રેલ્વે, પોસ્ટથી અહી ઘણું ઘણું ભલું કર્યું છે, મેકોલેએ અંગ્રેજી જ્ઞાન–અમૃત આપ્યું છે, માટે " વફાદાર " બનો, એમ મનમાં ઘુંટાવતા. ફાધરને જલેબી ને રસગુલ્લાંનો શોખ હતો, અને વાર તહેવારે વર્ગમાં વિદ્યાર્થીઓને હિંદી ખોરાક કહી પાપડ–અથાણું લડુ જલેબી ને રસગુલ્લાંના વખાણ કરી છેલ્લી ચીજો મંગાવતા, " ફાધર " હોવા છતાં ત્રણ ચિરંજીવીના પિતા હતા, એટલે તેમનામાંના એકને આઇ. સી. એસ, બીજાને એમ. ડી. ને ત્રીજાને હાઇસ્કુલ કેળવણી આપવા કરકસર ને ચેરીમેરી ચુપચુપ આદરતા. દોરીવાળા કાનપુરી લેધરના જોડાના ત્રણ થીંગડા પરનું પાલીસ વર્ણભેદ વરતાતું, અને રોજ હજામત કરતા સાબુની કંજુસાઇથી ચહેરે ઉડેલા અસ્ત્રા-ના ઘાઓ તરી આવતા હતા. ફાધર ફૂલીંગટનને " હુકલી " નો શોખ હતો, અને વર્ગમાં શીખવતાં પણ તેની નાળ વારંવાર મોંએ હોઠદ્વયમાં મુકી " ગોરે ગોરે જ્ઞાનદાનં " કરતા. ફાધર જ્યારે વર્ગ લખવાના કામમાં હોય ત્યારે રૂપાના ક્રોસવાળી પરવાળાની માળાથી મધર મેરી ને ફાધર ક્રાઇસ્ટની માળા બાધ્ધ જપતા ને મનમાં પ્રીલાપ, એન્થોનીને ઉલ્યમ વિલાયતમાં શું કરતાં હશે એ વિચારતા. એમને "ડીસીપ્લીન" નો બહુ શોખ હતો. ઇન્ડીયન સ્ટુડન્ટસ એટીકેટ વીનના ઝંગલી, હિંદી સાહિત્યને સંસ્કૃતિ મીઝરેબલી પૂઅર, ઈંગ્લીશરાજ્યના વિના હિંદ અરાજકતાવાળુ રહે, અને કોઈ પણ વિદ્યાર્થી પોલીટીક્સ જરીક પણ જાણે કે વાંચે તો તે ફીતુરી, રાજ્યદ્રોહી થાય, અને "ઇસુ પાપીનો તારણહાર " છે એમ હીમાચળ જેવી દૃઢ માન્યતા હતી. ૩૦ વરસની નોકરી કરી બેંક ઑવ ઈંગ્લેન્ડમાં પૌંડ ૧૦૦૦૦ ભેકઠા થયા પછીજ પેન્શન લઇ વિલાયત જવું એમ એમની પ્રતિજ્ઞા હતી; થ્રી ચીયર્સ ફોર ફાધર કુલીંગટન! સદા માટે ગાંડપણુ કામનું !!

    

## ૫ મહેરવાનજી મસ્કાવાલા એમ. એ. એમ. ડી.

રાજકોટની "કૃષ્ણસિંહજી કોલેજ"ની રેસીડન્સીના સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ, અને ઈન્ટર આર્ટસ અને સાયન્સ ને બી–એ જુનીયર–સીનીયરમાં રોજ એક પીરીઅડ લેતા, આ પારસી પ્રોફેસર જીભે જરીક, "ટ" નો ઉચ્ચાર "ત" ને "ડ" નો ઉચ્ચાર "દ" ને "શ" કે "વ" નો ઉચ્ચાર "સ" કરવા સાગે થરડાતા. "સ્તુપીદ", "સ્ટુઉઉદંત" ઈત્યાદિ શબ્દ તેમની ટેવ પ્રમાણે બોલાય ત્યારે હસાહસ થતી. એનોટોમી, ઈંગ્લીશ ઓનર્સ કોસ, બાથોલોજી,ઇકોનોમી અને ફીલોસોફીએ તેમને રહેણી કરણીમાં ગાંડાઘેલા બનાવ્યા હતા. જરીક "ચકકર છાપ" પણ ખરા.! એક વખતે રેસીડન્સીમાં કેટલાક 'તોફાની બારકસો' દિવસ રાત ગદ્ધાવૈતરૂ કરનાર "વેદીયાં ઢોર" ને હારમોનીયમ નરવાં ને ચા ચેવડો સીગારેટથી "ડીસ્ટર્બ્ડ" કર્યાની ફરીયાદ તેમને થઇ, ત્યારે તેમનો મીજાજ ૩૨૦ ફેરનહાઇટ ગયો હતો; પરંતુ નામ નોંધેલા પાંચ રીંગલીડરો ગામમાંથી પાઘડી, ફેંટો અને મુછ દાઢી માંગી લાવી સ્વાંગ ધારણ કરી હાથમાં નાળીયેર કંકુચંદન, ચોખા અબીલ, ફુલહાર ને શેરડી નૈવેદ્ય લઇ તેમની આગળ બોલાવેલા વખતે જઇ, "મુરબ્બિ મસ્કા કાકા, જીવો પૂરાં પચાસ વરસ પાકા' એમ કહેતાં, આ ફીલસુફ પણ ગુસ્સો વીસરી ખડખડાટ હસી ગોળ ગોળ થઇ ગયા, ને અપરાધ. ચેતવણી આપી માફ કર્યો. કોઇ ઉપરી અમલદાર ને તે મસ્કો કરનાર પરીક્ષા આપનાર પાંચ પચીસ માર્ક ગ્રેઇસ આપવા હઠતા નહિ. મહેરવાનજીને જીવનસાથી તેમનો પાળેલો બુલડોગ હતો, અને "આર્ચર વોઝ એ ફૂલ માર્ક પીથ રેદેસ્ત એન્ડ બ્લ્યૂએસ્ટ પેન" કહી કુતરા ના માથે ટપલી મારતાં, તે પ્રાણી ઉં ઉં ઉં કરતાં, "રાઇત માય સન" કહેતા.

મેરવાનજીનું નાક સહેજ ચપટી રીતે બેઠેલું હોવાથી, અને માઇનસ નાઇનના ચશ્મા પહેરતાં હોવાથી તેમને, કોઇ નાકે બેઠેલી માંખ ઉડાડવા પણ આંગળી મુકે કે આંખો અમસ્થી બંધ કરે, તોપણ પોતાને મુકબાબામાં "નકટો" કે "સુરદાસ" કહ્યાની ભિતીથી ચીઢ હતી, અને આ ભયાનક મારું ન થાય તે ગંભીર ગુન્હા માટે "ફાઇવ રૂપીઝ" ફાઇન કરી વસુલ કરતા.

મેરવાનજી લાયક લેડી ન મળવાથી ચાલીસ પપેટી જોવા છતાં વાંઢા હતા. તે છતાં સૌન્દર્યપૂજક હતા, ગ્રાહક નહોતા હો. કોક ટીખળી

વિદ્યાર્થી તેમને M. A. M. D. માંથી M કોમન કાઢી M. (A. D.) કહેતો–જાવાદો આવા આપુને સુ.—

*        *        *        *        *

## ક સમસુ ઉલ્મા સિરાઝી.

જુનાગઢની બાહુદીન કોલેજમાં સંસ્કૃત શિખવવા શાસ્ત્રી માસિક રૂ. ૫૦ પગારે હતા; તેમ માસિક દસ દીનાર વેતને શિરાઝી ફારસી શીખવવા મુકાયલા હતા, શીરાઝી ખુદ ઇસ્પહાંનના વતની હોવાનો દાવો કરતા, અને તેમના વડવાના પડદાદાના ખડદાદાએ–ફારસીનું જ્ઞાન અલમન્સર પાસેથી લઇ, પેઢીપર પેઢી ઉતારી, હિંદમાં, સમરકંદ બોખારા કાબૂલ કંદહાર, ફીરોજપુર દિલ્હીમાર્ગે થઇ સિંધ હૈદરાબાદ રસ્તે કચ્છમુદ્રામાંથી છેવટે જામનગર બંદરથી ખુદ જુનાગઢમાં આણ્યાનું, આત્મગૌરવ તેઓ માણતા. જ્યારે જ્યારે ડીબેટીંગ સોસાયટી હોય ત્યારે નારાયણ શાસ્ત્રી સંસ્કૃતમાં, બીજી ભાષાઓ અને ખાસ કરીને ફારસી ન શીખવા સંસ્કૃતમાં અસંસકૃત ભાષામાં ભાષણ કરતા, અને સ્હામા શિરાઝી સાહેબ પંડીતને પર્શાયનમાં જ ફારસી સ્હામે ફૂતવો જગાડનાર નાપાક કાફર અને નાલાયક જણાવતા, જંગે કુરૂક્ષેત્રમાં જીવ્હા જોડી જામતી, અને છેવટે બન્નેના ધાંટાસિંદુરવાળા મારૂતી તેલનાં ડુંગળીનાં ભજીયાં ખાતાં બેસી ગયા જેવા થાય કે વખત પુરો થતાં, પ્રીન્સીપાલ પોતાની પ્રથા પ્રમાણે " Please wind up your anotatic recitations. Both are quite right in parts," એમ મૂછમાં હસ્તા કહેતાંજ ત્યારે બન્ને મહીષ–માર્જાર કાતીલી આંખે મુક જીવ્હાવાળા થતા.

" અલેફ બે સે તે જનાબ,
પર્શીયન પઢેંગે હોએગા નવાબ "

એ મંગળાચરણ સાથે શિરાઝી સાહેબ રોજનું કામ શરૂ કરતા. ધર્મના અવતરણો પ્રસંગ કે અપ્રાસંગિક પોતાના ભાષણમાં ઘુસડાતા, ફારસી તો રાજભાષા છે એમ કહેતા.

દરેક વાકયે તેમને કૃષ્ણવર્ણી દાઢી ઉપર હાથ ફેરવવાની આદત હતી. વાકયે વાકયે પોતાના કહેવાના સમર્થનમાં પગ પછાડવા ખાસીયત હતી. પોતાના જ્ઞાનને લીધે તેમને કાબુલનાની અમીર કે જુનાગઢના બાબી નવાબ કે રાજકોટના રેસીડન્ટની કે કોઇની (ખુદાતાલા સિવાય) જરીકે બીક નહોતી

એમ તેઓશ્રી ઉચ્ચારતા. શિરાઝીને કેટલાક ફ્રેંચ ને સંસ્કૃત ભાષાના નાગર વિદ્યાર્થીઓ.—

"અલેફ બે સે તે તગારાં,
મુન્શીકી આગે દો દો નગારાં;
અલેફ બે સે તત્તી,
શિરાઝીકી હય કયા કમબખ્તી?"

કહી ચીઢવતાં અને તે તેમને સ્હામે "નાગર નરકકે સાગર" કહી ખોફ ખાલી કરતા. યા અલ્લાહ!!!

    

અંતમાં આ પ્રદર્શન રજૂ કરવામાં લેખકનો શુભ આશય, આધુનિક કેળવણી ક્ષેત્ર કેટલું કુંહિત ને કુટીલ બન્યું છે, અને કેળવણીકારના પવિત્ર ધંધામાં કેવા ઓછી આવકે ભુખમરો વેઠતા, વ્યસની, ડોળી ને નિર્દોષ વિદ્યાર્થીઓને ખોટી છાપ પાડી તેમના જીવનને વિદ્યાર્થી આશ્રમમાંથી છુંદી કચડી-બીજા આશ્રમ અસ્તવ્યસ્ત કરી દે તેવા ધુસ્યા ને નભ્યા છે, તે દર્શાવવાની છે.

**सर्वे पंतुजोनः प्रोफेश्वराश्च यावच्चंद्रदिवाकरौ क्षतव्यो भवन्तु॥**

**ખરેખર આ વીસમી સદીનું વિશ્વ વિચિત્રજ છે**

**વિચિત્ર શોભા, વિચિત્ર વાણી;**
**વિચિત્ર પોષાક, વિચિત્ર પ્રાણી;**
**વિચિત્ર આ નાટક વિશ્વનામ,**
**પેદા કર્યું તે પ્રભુને પ્રણામ."**

